# રોમ્યો અને જુલ્યટ

નામાંકિત નાટક-ગુરૂ શેકસપીયરના રચેલા
ખેલ ઊપરથી ઊપજાવેલો પાંચ અંકી
નાટક

(જે શેક્સપીયર નાટક મંડળીને માટે ખાસ રચાવવામાં આવ્યોછે.)

બનાવનાર
"DELTA"




મુંબઈ,
"ફોર્ટ પ્રીંટીંગ પ્રેસ" મધે, કાવશજી પેસ્તનજીએ છાપ્યું
કોટ:—પારશી બજાર સ્ટ્રીટ, નાં૦ ૧૭

સને ૧૮૭૬.

# પ્રસ્તાવના.

નાટકપર લાગેલાં ચેટકે આજે સારાં માણસોની નજરમાં નાટકના નામને અતી અકારૂં કીધું છે, અને નાટક એ શબ્દ ધિક્કાર સાથ જોડાઈ ગયલો જોઈયે છઈએ. તેનું કારણ શું? એજ કે નાટક કરનારાઓ નાટકની ખુબીના કરતાં તેની ખોડ અથવા બદી વધારે પકડી લેછે. પણ નાટકની ખરી નેમ શું છે? ગમત સાથ નશિયત આપવી, રમુજ સાથ ખુબી યા ખોડ, બદી યા બુરાઈનું તાજું અને ખરેખરૂં ચિત્ર બતાવવું—જે ફકટ પુસ્તકોના પાનામાંથી કદી દેખાય નહીં—હજારો વરસો ઉપર બનેલા નામીચા બનાવને ત્રણ ચાર કલાકમાં તમારી નજર આગળ તાજા કરી મુકવા, કોઈ તવારીખ રૂપી વાર્તા, કોઈ સુકર્મિ યા જુલમી શાહ, કોઈ જગતપ્રસિદ્ધ લડવૈયા, કોઈ વફાદાર નરનારી, કોઈ કલપિત દેવ દેવી, કોઈ ભયંકર ભુતપલિત, કોઈ ખ્યાલી દિલપસંદ પરિયાં, ઈત્યાદિને તમારી નજર આગળ થોડે ખરચે, ખરા આકાર, દેખાવ, ધપ છપ, ને રાગરંગમાં ઉભાં કરી બતાવવા, જે જોવાથી કોઈબી નાખુશ થશે? ટુંકામાં કહો તો ગંડોના નાચ, મશ્કરીના ખેલ, તથા ભવાયાની ભવાઈ, જે જોનારના મન ઉપર અનીતિના કાલા છાપ ઝટ મારેછે, તેના કરતાં નાટકની નિર્દોશ રમત મનને મોટું, દિલને ખુશ, આંખને તાહડક અને નીતિને ગતિ આપેછે.

પણ અફશોસ! જેમ દીવા પાછળ અંધારૂં, તેમ નાટક પાછલ બદી પણ જોવામાં આવેછે, તે શાથી, તેની પાછળ આંખ વીચિ, ધંધો ચૂકી, અભ્યાસ ભૂલી, કેટલાક જુઆનીઆઓ એકદમ તેના લખમાં ફરેછે તેથી. તેઓ તેની કેફમાં એટલાતો ચકચૂર લેટ છે કે નાટકશાળા શીવાય તેઓને કેયે ચેન પડતું નથી. એ રીતે આપણ અફશોસ સાથ જોઈયેચ કે કેટલાંક ગરીબ કુટુંબના બેટાઓ હાથથી ગયાંછે, કેટલાક વિદ્યાર્થિઓ પરિક્ષામાં નિસફળ થયાછે, અને પાછલથી પસતાયછે

હવે, આ રોમિયો અને જુલ્યટનો ખેલ, જે તમારી હજુર ધર્યોછે, તે શુંછે? એક ખરી વફાદારીના જુઆન જોડાં વિષે જોડેલો કીસ્સોછે
જેને શેક્સપીઅરે રચેલા અંગ્રેજી ખેલ સાથ સરખાવતાં આસમાન જ
ફુર ધાર્યે છઈએ, તોબી બનાવનારે પોતાની નાકેશ શકતી
શાળામાં કરી બતાવવા જોગ કરવાને પોતાની ખાતરી
કરીછે, જેમાં એ નામીચા ગંભીર ખેલ ઉપર પૂરો
કેહવાને ફાંકો રાખતો નથી. તેણે ફકત અજ
સંક્ષેપ કાહડી પોતાની ભાષામાં રચ્યોછે

નજર આવે તે ઉપર દાનેશ વાચનાર

# નાટક-પાત્ર.

એસકેલસ.....................વીરોના શેહેરનો શાહુજાદો.
પારીસ.....................એક જુવાન ઉમરાવ, શાહજાદાનો બેટો
મોનટેગ } .....................વીરૂધ કુટુંબના વડા (ઉમરાવો)
કેપ્યુલેટ }
રોમીયો.....................મોનટેગનો છોકરો.
મરક્યુશીયો.....................રોમીયોનો મિત્ર.
બેનવોલીયો.....................રોમીયોનો મિત્ર, મોનટેગનો ભત્રિજો.
ટાઈબોલ્ટ.....................લેડી-કેપ્યુલેટનો ભત્રીજો.
ફ્રાયરલેરેન્સ.....................બુઢો સાધુ.
ફ્રાયરજોન.....................એક સાધુ.
બેલથાઝર.....................રોમીયોનો ચાકર.
સામસન } .....................કેપ્યુલેટના નોકરો.
ગ્રેગરી }
એબ્રમ.....................મોનટેગનો ચાકર.
એપોથીકરી.....................એક કંગાલ બુઢો ગાંધી.
પેમ્પાસ.....................ગાંધીનો ચાકર.
જુલીયટ.....................કેપ્યુલેટની છોકરી.
લેડી-મોનટેગ.....................લાર્ડ મોનટેગની ધણીઆની.
લેડી-કેપ્યુલેટ.....................લાર્ડ કેપ્યુલેટની ધણીઆણી
ડેઆના.....................જુલીયટની દાસી.

શેહેરના લોક, ચોકીદારો, ઇ૦

દેખાવ મુખ્ય કરીને વીરોના શેહેરનો અને

# પ્રોલોગ.

કરી યાદ તું કીર્તારની હમો પ્રથમ,
માગી મદદ તારી નાટક કોશીશ પર હરદમ.
ધરી આ અમર કીર્તીના કવેસરનું નામ,
**શેકસપીયર**-નાટક મંડલી શીરૂ કરે કામ.
બનાવવા સંપુરણ એ કવેસરી ખેલ,
સમજોછો સઊ છે કો મુશકેલ.
આજ શતની કોશીસ શમ્યો ને જુલ્યટની ઉપર,
જેમાં પુરેપુરા પાર ઊતરશું ખરેખર,
એમ કેહેવાની કંઇ કરતા નથી વડાઇ,
નથી રાખતા ફાંકો, નથી કરતા ભટાઇ.
સમજો સજન ત્યારે સાંમુ ઈટલીનું રાજ,
તે મધે વીરોના શેહેરમાં છેઓ તમો આજ.
મોનટેગ અને કેપ્યુલેટ બે વેરી કુટંમ.
કુળીઓ અને કંકાસ વેહેચી લેતાં રકમ.
તોખમે ઉમરાવ, પણ વેરી હતા બહુ,
હલકી હાથ ચાલાકીમાં હાથ ઘાલતા સઊ.
એવા વીરૂધ કુટંમના ફરજંદો અકસમાત.
ખરી મોહબતમાં પડયાં એક મેકની સંગાત.
લોરેન્સ બુઢા સાધુએ છુપાં લગાડયાં લગન,
જેથી માંબાપો પણ અનજાણ્યાં હતાં તદ્દ
એ નેક સાધુને ભરૂસો હતો પોતાને,
કે વીરૂધ કુટુંબો સલાહ કરશે
એટલામાં જુલ્યટના માબા
લગન લગાડવા પારીસ
જે જોર જુલમથી
જેથી નીરઆ

રોમ્યોની મોહબ્બત પર જુલયટ ઉરતવાર,
મુસીબત અને મોહતને મલવા થઇ તૈયાર;
ત્યારે બુઢા લોરેન્સે ઊપજાવી એક તદબીર,
મુએલી જેવી કરવાની દવા આપી અકસીર.
જેથી પરીસ સાથ પરણતી અટકો પડે એકદમ,
રોમ્યોને જઇ મલે, થઈ રહે તેનીજ હરદંમ.
અંતે આ શોકથી જુલયટને કીધી કબરવાસ,
સર્વ સમજયાં કે રૂહ તેણીનું જઇ પુગું આકાસ.
હવે બીજા હાથ પર રોમ્યો પર કરો વીચાર,
ટાઇબોલ્ટના અકસમાત ખુનથી તે થયોતો તરીપાર.
માઠાં ભાયગે તેને આ તદબીરની પડી નહીં ખબર,
ફબર જુલ્યટની જોઈ આવ્યોતો તેનો નફર.
જઇ વીરોના તરત જુલ્યટની કબરપર કાહડયો પ્રાણ,
નેક તે નારીને મુએલી સમજયો અનજાણ.
પછી થઇ જુલ્યટ જાગરૂત, અરે! અફશોસ,
રોમ્યોને મુએલો જોઈ ઊડી ગયો તેનો હોસ.
સમજાવી લોરેન્સે પણ સાંભળી નહીં કંઈ વાત,
પ્રોચ પ્રાણનાથ ઊપર તેણીએ કીધો પ્રાણ ઘાત.
એ રીતે તવારીખમાં તાજું રાખવા જોગ,
જોડું એક કમનસીબના થઇ પડયો ભોગ.
શેવટ મોનટેગ, કેપ્યુલેટ, બંને બહુ પસતાઇ,
સલાહ કીધી સાથે છોડી હલકી હટીલાઇ.
હવે એવો એક ખેલ—ટ્રેજીક એક ખેલ,
જે ઊપર કોશેસ કરીછે હમોએ પેહેલ,
તે ધ્યાંનપર ધરી કરજો ખામી દરગુજર,
નેક નેમ ને નીતી સારની બુજો તમો કદર.
ન્યાકાગે તેજસ્વી ફેંકજો તીર તમારા દુર,
કોશેસ ઉપર બનશો નહીં બહુ ક્રુર.

# રોમ્યો અને જુલ્યટ.

## નાટક પાંચ અંકી.

---

## અંક પેહલો.

### દેખાવ ૧ લો.

### એક રસતો અથવા જાહેર જગા.

(સામસન અને ગ્રેગરી હાથમાં સોટા અને કોઈતાં લઇને આવેછે.)

### લાવણી.

**બધા**—જો મલે મોનટેગ તોળાં તળાવાળાઓ રે,
આપણુ હેરક્યુલિટનું બળ આજ બતાવો.
એ રે જી પેં જી સાથે સોધો છેરતી સોધોરે,
એના હાડકાં પાંસરાં કરો દોદરાં—હીંદો.

**ગ્રેગરી**—દોસ્ત સામસન આજે કરો માર પ્રાર ચંડાલોને હપ્રાવોરે.

**બધા**—લેઇ સોટા લાકડી મારો મારો ઇયાર—આવો.

**સામસન**—ઇયાર ગ્રેગરી આજ કરો કંઇબી—પ્રાવોરે.

**બધા**—એ કુતરાઓને ખુંબ ડફ્ણા પેહરાવો.

**સામસન**—ગ્રેગરી,ઘડી ઘડી હું કસમ લઈ કહી ચુકોકે મોનટેગ ટોલીવાલા ગોલામડાઓની બેરડાઇ હવે જાજીવાર આપણાથી શાંખી શકાય નહીં.

**ગ્રેગરી**—તું કહુેચ તે બરોબર. એ લોકોની **બેરડાઈ** હવે **ઝડાઈ** ગેઇચ, વાસતે એકુ બે વાર આપણે હાથે ખુબ સેકાઇ જાય તોજ તેઓ નરમ મીન જેવા બની જાય.

**સામસન**—હા, હા, એકવાર **પાંસલાં** સેકાયા વના તેઓ **પાંસરા** ચાલનાર નથી. હવેતો જયાં મળે ત્યાં બોંહે ચહડાવ. ઉધરાજ **લેવા,** સમશેર અને સોટાથીજ કરવી **જોવા**
તે કુતરાંઓનો કુટંબો કરી, કરી નાખવા સુરં

**ગ્રેગરી**—પણ તું મનમાં **હરખાય** તેની અગાઉ વીચાર કર કે તે કુતરાં **હરખાં** છે, નથી તારા **સરખાં**.

**સામસન**—અરે ભલા માણસનાં ભાણજા, કુતરાંના જેવું ભલું ને વફાદાર બીજું કોણ છે? તું જો મને કુતરાંનો એલકાબ આપેતો હું તો મનમાં મગન, ને પેટમાં છગન થઇ છલકાઇ જાઉં, ને માન લઈ તારો ઉપકાર માનું. કારણ આખી દુનીઆમાં કુતરાં જેવું નીમકહલાલ કોઇજ નથી—તેતો નીમકહલાલીનો નરો નમુનોજછે. તું કેટલીકવાર આળસુ થઇ હરામખોર બનીઓચ, પણ હું તો + + +

**ગ્રેગરી**—તું તો સદાજ હલાલખોર. અરે, ચપજે હો, સાંબાજ કોઈ મોનટેગવાળા બે જન આવેચ. તલવાર ખેંચ.

હવે તો કાપાકાપી, જપાજપી, ટપાટપી, એજ કરવી વાત.

**સામસન**—ને ઢોલ ઠપા, ઘોલ ધભા ઝારી, લેવી ઉપરથી લાત. હવે આવ મારી નાગી સમશેર, તારો શેકાર સાંબે આવેચ, હું હવે છેરતી શોધીને પુઠ પકડું.

**ગ્રેગરી**—શું હવે તું પીઠ ફેરવી પેંહુતીઆં પકડેચ?

**સામસન**—અરે જારે, હું જરાબી બીહવાનો હુતો કે? એવા એવા સાતને સુવાડી નાખું.

**ગ્રેગરી**—હું તેઓ ઉપર ડોળા કકરાઉ, ને તું તારા અંગોઠાથી તેઓને ખીજવ.

(એબ્રમ અને બાલથાઝર આવેછે, તેઓને સામસન ખીજવેછે)

**એબ્રમ**—હેં! તું કોણને ચીડવેચ? ખબરદાર!

**સામસન**—જે ચીરડાય તેને ચીડવુંચ. ચાલ ચાલ, ભરીઓ પુરીઓ સધાવ, નહીં તો ઘર જવું ભારી પડશે.

**એબ્રમ**—એટલે! શું તારા મગજમાં પવન ઘણો રાખેચ કે?

**સામસન**—હા, હા, હું તો પવન રાખુંચ, પણ તારામાં પાણી હોય તો બતાવ, ને મારી સાંબે આવ. (મોંહે ચહડાવેછે)

**ગ્રેગરી**—પણ તું શું છેરતી શોધવા આયોચ? આવ જોઇએ તમો જેવા ચાંચીઆઓને ચાંચરની માફક ચમટીમાં ...લો? શું તારા ભગુડા શેઠનો ભય બતાવેચ કે?

**એબ્રમ**—ને હું શું તારા ભુંછખાઉ કેપ્યુલેટનો ભાર રાખુંચ કે?

**સામસન**—અરે **ભાર** શું પણ **માર** ખાતા કુતરાને મોહતે મરશે. ચાલીઓ જાની.(સોટો ઉડાવેછે)

**એબ્રમ**—અરે જા, કુતરાં મારૂ.

**સામસન**—તારી કુંદી કીધા વગર તું પાધરો જાય નહીં. (મારામારી કરેછે) ગ્રેગરી જોયચ શું ધીસ.

(તેઓ લડેછે તેવામાં બેનવોલ્યો આવી લાગેછે)

**બેનવોલ્યો**—અરે ઓ બેબુનીઆદો, છોડો, છોડો, વલી એકદમ આંધળા કેમ બની ગયા. તમારી તલવાર મેઆન કરો, અને કજીઆનું મોહડું કાળું કરો.

(એવામાં ટાઇબોલટ નીકલી આવેછે)

**ટાઈબોલ્ટ**—બેનવાલ્યો! આએ હીચકારા હેવાનો સાંબે શું બાહદુરી બતાવેચ? મારી સાંબે આવ! (તલવાર ઘુમાવેછે)

**બેનવોલ્યો**—આએ લોકોને સમજાવી સલાહ કરાઉંચ, તારી માફક અધુરો ઘડો છલકાતો નથી. હું અતરે મારામારી કરવા નથી આયો.

**ટાઈબોલટ**—શું, સમશેહર ખોલ્લી રાખી સુલેહનું ડોળ ઘાલેચ? બહુ સારાં તરકટ! (દાંત પીસી) મરકટને તરકટ બહુ સુજે. અરે ઓ બે બુનીઆદ! જેમ હું દોજખને ધીક્કારૂંચ,—તેમ તું મરકટને, તારાં મરૂરને, તારા મૉનટેગને, તેની સઘળી આલઓલાદને ધીક્કારૂંચ—તું ખચીત આજે મોહતને બેઆતું આપી આયોચ.

(મારામારીકરેછે એટલામાં થોડાક બન્ને ટોળીવાળાઓ દોડી આવી મારા મારા વધારા મુકેછે, પછી લોકો દંડુકા મારી તેઓને છુટા પાડેછે.)

**શેહેરનાં લોકો**—મારો, મારો, બેઉ ટોળીવાળાઓને ખુબ મારો—ડંગો, ફીસાદ, લાકડી, સોટા, સમશેહર, એથીજ તેઓ દેવાના બની ગીયાચ.

(એટલામાં કેપ્યુલેટ અને લેડી કેપ્યુલેટ આવી લાગે છે)

**કેપ્યુલેટ**—અરે, વળી આએ ગડબડ શું છે! લાવ મારી તલવાર, મારા બુઢાપાના વખતમાં દુશમેનો ઉપર બે હાત ઘુમાવી

ધુમરી ખવારૂં. ડોળા કકરાવતો પેલો ચંડાલ મૉનટેગ સાંઓાજ આવેચ. (મૉનટેગ અને લેડી માનટેગ દાખલ થાએછે)

**મોનટેગ**— કમજાત કેપ્યુલેટ! તારી કમબખતીનો દાહડો નજદીક આયોચ. છોડ મને છોડ. (મારા મારી કરવાની ધાંધલ કરેછે)

**લેડી મોનટેગ**—એ લોકોની મ:ફક બેઅદબીઆદો કરવી આપણને છાજે નહીં, નાહક કજીઓ વધારવો આપણને ઘટે નહી.

(એટલામાં બાદશાહની સવારી આવી લાગેછે)

**શાહ**—(ડોલા કકડાવી)

કજીઆખોર લોકો, સુલેહના દુશમનો,
પોત પોતામાં નાહક વહેંચી લઓછો કીનો!
નથી સાંભળતા ઓ અહેવાનો, હજી મારા સખુન!
નથી ખતમ કરતા, કાપા કાપી ને ખુન!
રાખી દુશમન દાવો, કાંઇક સદીની સદી,
નાહક વેહતી કરોછો લોહીની નદી!
નાખી દેઓ હાથમાંથી, કરપીણ કોઇતાં એકદમ!
ફેંકી દેઓ જટપટ સોટા લાકડી એક ગમ!
મૉનટેગ અને કેપ્યુલેટ, સર્વ ઝગડાના મુળ,
બુઢાપો આયો તોબી કપટ નહીં છોડતા બીલકુલ!
હવે ત્રીજી અને છેલી વાર કરી જાઉંચ જાહેર,
કદી ડંગો અને ફીસાદ કાહડીઓ ફરી બાહેર,
તો ધુનેગારીમાં આપવો પડશે ખ્યારો જાન,
જાન સાથ માલ પણ જપત થશે નદીઆન.
જાઓ તમો આજે તો, જાઓ સઘલા ઠામો ઠામ,
ખબરદાર જો ફરી કોઇએ કીધું એવું કામ.
કેપ્યુલેટ ચાલો તમો, આવો મારી સંગાત,
જોઇએ તમારાં વેર વાશે સાંભલીએ કંઈ વાત.
મૉનટેગ, આવજો તમો પણ પાછલા પોહરના દરબાર,
તમારી પણ હકીકત ઉપર કરશું વીચાર.

(શાહ, અમલદારો, કેપ્યુલેટ, લેડી કેપ્યુલેટ, ટાઇબાલટ, લોકો, ચાકરો, સરવે જતા રહેછે)

**મોનટેગ**—બેનવોલ્યો, વળી કોણે આએ જુનો ઝગડો જાગરૂત કીધો? વળી કોણે જુની વાત નવા લેબાસમાં બાહેર કાહડી?

**બેનવોલ્યો**—સાહેબ, હું અતરે આવી પુગો તેની આગમજના

તમારા અને તમારા દુશમનના નોકરો ખુબ મારામારી કરતા હતા; મેં તો તેઓને છુટા પાડી થંડા પાડય, તેવામાંજ પેલો તીખાં મોજાજનો તીસમારખાં ટાઇબાલ્ટ નાગી તલવાર હાથમાં ધુમાવતો, ને મારી સાંભે ધીક્કારભરેલા બોલો બોલતો નીકલી આવ્યો. તેની સમશેહરના સપાટા ચોતરફ ચાલતા જોઈ હવા પણ હસવા લાગી. તે પછી જેમ હમારી જપાજપી વધી ગેઇ, તેમ લોકોનો જમાવ વધતો ગીઓ, અને શેવટ જેમ વરસાદના ઝાપટાંથી ધુલાડુ ઉડતું નરમ પડે, તેમ શાહના આવી પોહચવાથી સઘળું તોફાન નરમ પડી સમાધાન થઇ ગયું.

**લેડી મોનટેગ**—પણ આપણો રોમ્યો કાંહ છે, તે આજે દખાયો તો? સારૂં થયું કે તે આએ ટંટામાં સામેલ નહીં હતો.

**બેનવોલ્યો**—પાછલી રાતે પરોઢીઆમાં, ફરવા જતાં બાહેર,
જ્યારે આફતાબનું કીરણ પણ ન દીસતું લગાર,
ખેતરના કેઆરામાં રોમ્યો દેખાયો દુર,
ધાસ્તીમાં ધરાયલો, ને ચીંતામાં ચકચુર.
જોઈ મને તે ચોંકીને ચાલીઓ સરસર ટ,
પુઠ મેં તેની પકડી, ને લીધો તેનો વાટ.
પણ પલવારમાં નજર ચોરી ભરાઇ ગોઓ એક કોર,
જાણે સીપાઇઓથી નાસી સંતાઈ જાય એક ચોર.
પછી કનવાર ન કરતાં, પાછાં ભર્યાં મારાં કદમ,
રોમ્યોની ભમતી ચાલમાં દીસેચ ભારે ભરમ.

**મોનટેગ**—ખરેખર, એજ પરમાણે આજ ઘણાક દીવસ થયા તેણે કરવા માડીઉંચ—બડી બામદાદે ઉઠી, પોતાની આંખના આંસુથી દવથી ભીંજાયલી જમીન તર કરી નાખેચ. અને અંધારી રાતના સીહા પરદા ઉપર હાય અને અફશોસનો કાળો રંગ મારી તેને પુર ડરામણી બનાવી નાખેચ; પછી જેવો આફતાબ પોતાની આકાશ મધેની બીલોરી બારીએથી ડોકાવી ખુદરત ઉપરની કાળી ફામર ઉઘાડો નાખેચ, તેવોજ તે ઘરમાં પાછો આવી બારણાં બારી બંધ કરી એકલો ભરાઈ બેશેચ, અને ચકચકીત દીવસના રળીઆમણા દેખાવને જાંડુખો લેબાસ આપેચ. રોમ્યોના આએ

સોંગ અને ઢોંગનું કારણ જો ઝટ જાણીએ નહીં, તો મને ભાસતી લાગેચ કે પરીણામ બહુ માઠું નીપજવાનું.

**બેનવોલચો**—મેહરબાન કાકા તમને એનું કારણ કંઈબી ખબર હશે ની?

**મોનટેગ**—મને તો કંઇજ ખબર નથી, અને તે તો મને કદી કંઇ કેહતો પણ નથી.

**બેનવોલચો**—તમે તેને કોઈવાર બજીત થઈને પુછીઉંચ?

**મોનટેગ**—હા, ઘણી વાર, મેં અને મારા કેટલાએક મીત્રોએ પણ બજીત થઇને એને ઘણુંબી પુછીઉં, પણ એતો મનમાંજ રમેચ અને મનમાંજ પરણેચ. જે મીસાલે એક કુમળી કલીમાં કીડ પેવસ થઈ તેનો ભીતરનો માવો કોરી ખાએચ, તે મીસાલે એ જુવાન જોતનું જીગર ગમથી ખવાતું જાયચ, જેનો ઇલાજ મને જરા પણ સુજ પડતો નથી. એ જો ખુલાસાથી પોતાની દલગીરીનું મુળ બતાવેં તો એને હજારો ઇલાજ બતાવી આપું.

**બેનવોલચો**—લેઓ, એ નામદાર પોતેજ સાંગા આવેચ. તમે મેહરબાની કરીને સોડમાં સટી જાઓ, હું એને પટાવીને પુછી જોઉં અને કંઇ ગળ મેળવું. કેહતો કેહું, નહીં તો મને ઉડાવશે તો કંઈ બીજી તાલ શોધી કાહડશું.

(મોનટેગ અને લેડી જતાં રહેછે, રોમ્યો દાખલ થાયછે)

**બેનવોલચો**—મેહરબાન ભાઇ રોમ્યો કેમ કાંહથી આવ્યો?

**રોમ્યો**—ભઇ જાહુનમની ખાડીમાંથી. હમણા વાગા તે કેટલા વારૂં?

**બેનવોલચો**—હમણાજ નવના ઠોકા પડીઆ.

**રોમ્યો**—બસ! અફશોસ, બળાપાના કલાક કેટલા લાંબા લાગેચ! પેલું કોણ મારો બાપ અહીંથી ચાલી ગીઓ?

**બેનવોલચો**—હા, તારો બાપજ અહીંથી ગીઓ. પણ રોમ્યો, બળાપો તુને એટલો શાનો લાગેચ વારૂં?

**રોમ્યો**—ભઈ જવાદે યાર, વળી તું કાંય નાહક બળાપાનું બળતું વીજણેચ!

**બેનવોલચો** પણ તુને બળાપો શાનો, તે તો જરા મને કેહ?

**રોમ્યો**—ભાઈ, જે જોઇતું હોય, તે મેળવવા પાછલ રાત અને દાહડો લાગીએ, અને તે છતાં તે નહીં મળે તો બળાપો કેવો લાગે?

**બેનવોલ્યો**—પણ તું એવું તે શું મેળવવા ચાહેચ કે જે મળતુંજ નથી. મને કેહ હું મેલવી આપું. આએ પૃથ્વી પર એવું કંઇજ નથી કે જે બેનવોલ્યો બંદાથી મેલવી નહીં શકાય. આસમાનમાં ઉડતી ખુબસુરત ચલ્લી, અથવા પૃથ્વીની પતાલમાં દટાયલા ચકચકીત હીરા એકબારગી તું માગે તે પણ હું મેળવી આપવાને સામર્થવાંન છેઉં.

**રોમ્યો**—ખરૂં, પણ જે ચીજ હું ચાહુચ તે નથી દેખાતી, નથી વેચાતી, નથી ખેંચાતી; ત્યારે તું તે કાંહથી મેળવી આપનાર હતો?

**બેનવોલ્યો**—બસ, તું તે ચીજનું નામ દે, એટલે તારૂં કામ થયું. એવી તે ચીજ કેઇછે તે માલમ તો પડે.

**રોમ્યો**—ભઈ, તે ચીજ મેહરબાની છે.

**બેનવોલ્યો**—મેહરબાની!! ઈઅ, એટલી મોટી તે મેહરબાની તું કોણની માંગેચ!

**રોમ્યો**—તેણીની, ભઇ તેણીની, કે જેણીની ઉપર હું દીલમાં મોહબત રાખુંચ.

**બેનવોલ્યો**—રે અફસોસ! પાક મોહબતથી રાખેલી મેહરબાની એટલી તુંને રોરવેચ? પણ રોમીઓ, મોહબત જેવી નજીવી ચીજથી તું રાત અને દાહડો બેહાર થઈ, હાય અને અફશોસ કરતો ફરેચ! તારામાં કંઇજ મરદાનગી નથી.

**રોમ્યો**—મોહબત નજીવી નથી, ઓ જાની તું જાણ,
ઇનસાનને તે જીવાડેછે, તેમજ લેછે તેનો પ્રાણ.
ચમતકારી ચીજ બીજી, નથી એવી કોઈ,
રસ્તો તે બતાવેછે, જો કે પોતે ન શકે જોઇ.
ગરમી તે આપેછે, જો કે જાતે નથી તે ગરમ,
છાતીમાનો છુપો સર્પ, જાણે છે તે ભરમ.
માનવોને બનાવેછે, કોઈ વાર પેહલવાન,
મરદને બનાવે છે, કોઇ વાર અહેવાન.
જાદુઇ એવી જીનસે, ઠોકી બેઠી મુજપર,
છોડવે મુજને કોણ, તે ખોદાને ખબર.

**બેનવોલ્યો**—નહીં, નહીં, રોમ્યો છે મોટી તારી ચુક,
ખોટા મર્દ ખ્યાલને ઉડાડી તું મુક.
સેવકનો સલ્લાહ ઉપર ધરે તું કાન,
તો થાય નહીં હરગીજ, જરાબી હેરાન.

**રોમ્યો**—સલ્લાહ તારી લઈશું ભલા મીત્ર કદરદાન,
પણ હાલતો જવાદે, ભઇ સાહેબ મેહરબાન.(ચાલવા માડેછે)

**બેનવોલ્યો**—અરે, તું જરા ઉભો તો રેહ, ચાલી કાંહ જાયચ?

**રોમ્યો**—ભઇ ઉભો રાખીને શું કરેચ? રોમ્યો કાંઇ તારી આગલ ઉભેલો નથી; તેનું ખાલી ખોખું તું તારી સાંખે ઉભું રહેલું જોએચ, પણ રોમ્યોનો જીવ કાંહ કાંહ ભટકતો હોશે તે તું જાણતો નથી.

**બેનવોલ્યો**—પણ જો, મેહરબાની કરી મને કેહ કે તું એટલો ફીદા થઇ બોહાર થાયચ તે કોણ ઉપર? તેનું મને નામતો કેહ?

**રોમ્યો**—ભાઇ, મુએલાને મારેચ કાંએ મુગો એવો માર,
નામ કહેઆથી કામ શું સરીઉં વારૂં યાર?
પુર જીગરથી ચાહું છું એક બાનુંને હું,
જેની ખુબસુરતીનું બયાન હું કરી ન શકું.

**બેનવોલ્યો**—બરોબર, હુંબી એમજ સમજીઓ તો.

**રોમ્યો**—તું એમજ સમજીઓ તો તે ખરૂં, પણ તે નથી સમજતીતો.

**બેનવોલ્યો**—(મોહડું બીડીને ડોકું હલાવી)
પણ સમજાવવામાં તુંજમાં હશે ખરી કોતાઇ,
એવે સમય તો રાખવી જોઇએ પુરી પકાઈ.

**રોમ્યો**—પણ ભાઇ, તે એવી છે એક નાર,
જેને લાલચ નથી કોઇ લલચાવનાર,
જેને પઇસા નથી કોઈ પીગલાવનાર,
જેને શબ્દો નથી કોઇ સમજાવનાર,
જેને નજર નથી કોઇ પસરાવનાર,
જેને ભેટ નથી કોઈ ભોલવનાર,
જેને સીસામાં નથી કોઇ ઉતારનાર.

**બેનીવોલ્યો**—શું તું એટલી પાક દામાનીનો દાવો કરેચ?
**રોમીઓ**—હા ભાઇ, એવું છે તો ખરૂં.
**બેનવોલ્યો**—પામીઓ, હવે રોમીયો, તારા ભીતરનો હું ભેદ,
છોડી દે એક દમ, થવા વધારે તું ખેદ.
સાંભલ મુજ નાદાનનો હવે જરા વાત,
ઉઠાવ તું એકદમ એવી અબલાપરથી હાત.
ભુલી જા એકદમ એવું મુખડું ખુબસુરત,
ઉઘાડ તારી આંધલી થયલી આંખોને તરત.
ખુદરતનું દરમેઆન, નથી ખુબસુરતીમાં કમ,
અતરે એક સરસ, તેથી સરસ બીજી ગમ.
વીરોના શેહરમાં નથી પરીજાદીઓનો પાર,
એક નહીં, પણ હજાર તુંને મલશે એવી નાર,
જેની સાથ તું મેલવશે પરસપરનો પ્યાર,
તેઓ મધેથી નેક હોય તે પર કરજે તું વીચાર.
**રોમીયો**—ભઇ, તું મને નાહક ભોળવવા કાંય માંગેચ?
**બેનવોલ્યો**—તુંને ભોળવવા નહીં, પણ ભુલાવવા માંગુચ. તું જે એકુજ મંગલ મુરતીને આંખ વીચી પુજવા પડયોચ, જે આડી નજરે પણ તુંને જોતી નથી, તેને એકદમ ભુલી જવાને, અને બીજી પ્યારી પુતલીઓ જે હું તુને બતાઉ, તેઓ ઉપર વીચાર કરવાને તુંને ભલામણ કરૂંચ, વાસતે ચાલ.
**રોમીયો**—ચાલ તું ચલાવે ત્યાં ચાલું.

(જતા રેહેછે)

---

# અંક પેહેલો.

## દેખાવ બીજો.

## એક મોહલો.

( કેપ્યુલેટ, પારીસ, અને ચાકર દાખલ થાયછે. )

**કેપ્યુલેટ**—શાહે મારા અને મોનટેગના હાથમચકડા લખાવી

લીધા, કે હવે પછી જો હમો મુલેહમાં ખલલ કરી ટંટો કરીએ તો મોટી ધુનેગારી આપવી પડશે. હમો જેવા બેઉ વીરૂધ કુટુંબના વડાઓ ચાહીએ તો સલાહ સંપજ સદા સાચવીએ, એમાં શક નહીં. ખુનેરગીએ ચહડેલા કોરત દરબારે ચહડે એમાં બહુ હલકાઈ જણાયચ.

**ચાકર**—(મશ્કેરીમાં એક બાજુ) ખુબ હલકા થયા ત્યારે હલકાઈ જણાઇ.

**પારીસ**—તમો બન્ને સાહેબો આબરૂ અને ઇજત ધરાવનાર થઈ, એ પ્રમાણે અરસ પરસપર ઉતરી પડો એ ભારે અફશોસની વાત છે. પણ સાહેબ, પેલી વાતનું શું કીધું?

**કેપ્યુલેટ**—કઈ વાતનું ભાઇ?

**પારીસ**—મારાં પોતાં વીશે?

**ચાકર**—સાહેબ, પોતાં હોય તો થોડાંક મોકલી દઓતો મોટી મેહરબાની. બબરચીખાનામાં થઇ રહેંઆંચ.

**કેપ્યુલેટ**—તું શું દેવાનો જેવો બકેચ.

**ચાકર**—નહીં સાહેબ, પારીસ શેઠ પોતાં પોતાં કરી બોલીઆ, તેથી હું સમજયો કે એવણ પોતાંનો વેપાર કરતા હોશે, એવું હોય તો થોડાં પોતાં સાહેબ ખચીત મંગાવજો.

**કેપ્યુલેટ**—તું બરો અનારી છે.

**ચાકર**—એમતો એમ સાહેબ, હું નર નહીં ને નારી; જેમ તમો કેહવો તેમ.

**કેપ્યુલેટ**—ભઇ પારીસ, તમો વીશે જે મને કહી મુકીઉંચ તે મને યાદ છે, પણ હજુર સુધી મેં મારી બેટીના લગન વીશે વીચાર કીધો નથી. તે હજુર નાદાન છે, અને દુનીઆદારીથી હજુર અનજાણ છે. હજુર તો તેણીની વય માત્ર ૧૪ વરશની છે, તેથી બે ચાર બીજાં વરશ ગયા વના, નેકા સંબંધી ફરજો સમજવાને તે શકતી ધરાવતી હોય એવું મને લાગતું નથી.

**પારીસ**—પણ તેણીના કરતાંબી નાનીઓ આજે કેટલેક ઠેકાણે બબે બાલકોની સુખીઆરી માતા ગણાયચ.

**ચાકર**—(આસતે) હા સાહેબ, એક બાંધે ને એક માપે.

**કેપ્યુલેટ**—હા, પણ એવાં વેહલાં લગણનું પરીણામ પણ વેહલુંજ નીપજેચ. મારૂં તો બચ્ચું એકપુરૂં અને એક મારગી છે. મારી જીંદગીની સઘળી આશા તેણીમાંજ ભરી મુકીચ. વાહલા પારીસ, તું અગર તેણીની મોહબ્બત મેળવી હઈડાં સાથે હઇડું સાંધે તો તેમાં હું નારાજી નથી, પણ નેકા કરવાની બાબદ મારીજ ઉપર આધાર રાખેછે એમ નહીં માનવું. તેણીએ કીધેલી પસંદગી વાજબી હોય તો મારે તે નાપસંદ કરવી ગેરવાજબી છે. પણ હવે જો, જાજું દુર જવું નથી. આજ રાતના આપણે ત્યાં ખાનું છે, તેથી ઘણાએક મેજબાનોને નોતરીઆછે, તુંને પણ તે મેલાવડામાં સામેલ થયલો જોઈ મને શોભા મળશે, અને મારૂં સર આસમાનસે લાગશે.

**ચાકર**—(બાજુ) હાલ તો ભોંય સાથ લાગી રહ્યુંચ, ને વળી આસમાનસે લાગશે.

**પારીસ**—હું મોટી ખુશી સાથ હાજર રેહવશ.

**કેપ્યુલેટ**—તે વેળા જે સેતારા સરીખા શોભઇતા ચેહરાએ ડોપી નીકલશે, અને ચંદ્ર સરીખાં હસતાં મુખડાં મધુર ગાયણ ગાશે, અને વળી નાજુક નાજનીઓ પોતાના ચાલાક પગથી નાચ કુદ કરશે, તેઓમાં જે સર્વથી સરસ માલમ પડે તેની ઉપર મોહબતનો ગુપત તીર ફેંકી હઇડું પકડી લેજે. (ચાકરને) અહીં આવ, લે, આએ નામની ટીપ પરમાણે આએ ચીઠીઓ ઠેકાણાસર પુગાડી આવજે, અને સાંજે તેઓની અચ્છી મેનીજ કરવાને હુશીઆરી રાખજે હો. (કેપ્યુલેટ અને પારીસ જાયછે.)

**ચાકર**—વારૂં સાહેબ, હુશીઆરી રાખીને ટકોરાબંદ કામ કરી આઉંચ. પણ આજે ટકોરા બીલકુલ ચહડાવીઓ નથી, તેથી પાચગી હુશીયારી આવનાર નથી,—વારૂં, આએ કાગજનાં ચીથડાંને લઇને કરૂં શું, કપાલ કુટું! એ વાંચી કોણ આપે? મેં તો બાપ દાદે પાટલાપર ધુળ નાખીજ નથી. હવે કરવું કેમ, શેઠતો મોહતનું ચીથડું આપીને ચાલતા થયા. પણ કંઇ નહીં, કંઈબી કરીને એને ઉકલાવવુ—હું નહીં બોલશ તો કાગજ પોતેજ બોલશે.

(કાગજને મોહડાં સાંમુ ધરેચ) આવ બેટા, બોલ, શું કેહચ. (વાંચેછે) શી જાહનમખાડીની તારીખ ૩૨ મી **ખુતારો**, માથે સુકરનો **સેતારો**, અને સનેપાત, ને વાર વાપર. શાબાશ, બોલ બીજું શું લખીઉંચ? **મોચીની** કાતર, ને દરજીની **આર**, વચે થઈ મોટો **મારામાર**. કડીઆના વાંસલા અને સુંથારની **થાપી**, વચે થઈ મોટી **કાપાકાપી**. માછીના અસતરા ને હજામની **જાલ**, વચે થઇ મોટી જંજાલ. એ સરવેનો ફેસલો ઉજડ ગામના વડા પરધાન એરંડાજીની હજુરમાં નીકળીઓ, જેણે એવો અદલ ચુકાદો કીધો કે ગામના સરવે નકટાઓનાં નાખ કાપી ગધેસ્વાર બનાવવા.

**ગાયન**

જમનનો અશગો થાશે આજ ભારી—ગંધવોચ પચાશેક વાનીરે,
મારા જેવાને મેનીજ શોપી—દીશેચ બરા દેકાની રે.

ઘભરાત અકરાતમાં જુલાઈ જવાશે—જો જવશ રાતે રોકાઇ રે,
ચહડાઉં ટકરો નાખું આ મેવરો—નાખ જાયચ બહુ સુકાઇ રે.

ખાઈ લઉ પી લઉ નાચી લઉ કુદી લઉ-મારી છે આજ દીવારી રે,
શેઠ જોઇએતો મરે પોતે જોઇએ જાનમ ખારીરે.

પણ જોઇએ સાંબા કોણ બે ગધેડા જેવા આવતા દીસેચ તેઓની પાસથી કાંઈ વધારે વીગત મેળવું.

(રોમ્યો અને બેનવોલ્યો દાખલ થાયછે)

**બેનવોલયો**—રોમ્યો, રોમ્યો, તું શું એમ માનેચ કે ખુદરતની અંદર કશાની પણ ખુટ છે? નહીં, કોઈ સેર તો કોઇ સવાસેર. શું એમ ધારેચ કે પેલી ડોલઘાલુ રોઝેલીન એકલી ખુબસુરતીનો નમુનો છે? નહીં, નહીં, તારી આંખમાં કંઇબી બારીક અને ચમતકારીક ફેરફાર થયલો માલમ પડેચ. તું સઘળું પીળું તેટલું સોનું સમજતો ના. રોઝેલીન જેવી દખાયચ તેવીજ પાક દામન હોય એવું માનવું સરીઆમ ભુલ ભરેલું છે. વાસતે તારી આંખમાં જે ગુપત જેહર તેણીએ છાંટીઉંચ તે કાહડી નહીં નાખે ત્યાં સુધી તું ઘેરાયલો, ઘેલો, ને ઘુવડ જેવો રહી જવાનો.

**રોમ્યો**—હું ઘેલો નથી—મારી નાર તપાસો જો.

**બેનવોલ્યો**—તારી નાર શું તપાશું? તે નારે પોતાના નેનના જાદુઈ ભરેલા ઝમકારાથી તારૂં ચીત ચેરવી નાખયુંચ.

(પેલો ચાકર આગલ આવેચ)

**ચાકર**—શેઠ સાહેબ મેહેરબાન, તમુને વાંચતાં આવડેચ સાહેબ?

**રોમ્યો**—હા, મારી કમબખતી વાંચીજાણુંચ.

**ચાકર**—અરે સાહેબ, એમ શું બોલોચ, ખોદા સારૂં કરશે, છાતીએ હાથ ધરો; જરા વાંચતાં આવડતું હોય તો જરા તસદીર લઈને એટલું મારૂં કામ કરી આપશો તો તમારૂંબી કામ થશે.

**રોમ્યો**—શું, હમારૂં કામ શું થશે?

**ચાકર**—સાહેબ હું મારા શેઠનો વડો બબરચી થાઉં. તમો કોઇ વાર આવો તો અચ્છી રીતે તમારી સેવા બજાઉં.

**રોમ્યો**—તું ચાકર કોણનો?

**ચાકર**—લોરડ કેપ્યુલેટ સાહેબનો.

**રોમ્યો**—જોઈએ ત્યારે શું લખેલું છે, લાવ વાંચી આપું.

**ચાકર**—ત્યારે તો તમારી બહુ મોટી મેહેરબાની થાય. (આપેછે)

(રોમ્યો વાંચેછે)

**રોમ્યો**—સીનોર મારટીનોઅને તેની ધનીઆણી તથા બેટીઓ, કાઉંટ એનસેલમ ને તેની ખુબસુરત બેહનો,સીનોર પલેસેનશીઓ અને તેની હેતવંતી ભતરીજીઓ, મરકુશીઓ, અને તેનો ભાઇ વાલેનટાઇન, મારો કાકો કેપ્યુલેટ તથા તેની ધણીઆણી અને બેટીઓ. મારી ખુબસુરત ભતરીજી રોઝેલીન, ઓલીવીઆ, સીનોર વાલેંટાઈન અને તેનો પીતરાઇ ટાઇબોલટ. લુશીઓ અને સુંદર હેલીના. વાહ! શું સુંદર મેલાવડો! (ચીઠી પાછી આપેછે) એ બધાંઓને કયાં બોલાવેલા છે?

**ચાકર**—સાહેબ, મારા શેઠને ઘેર આજ રાતે ખાનું છે ત્યાં આએ સઘલાંઓ બીરાજશે, અને ખાનુ ખાઈરહયા બાદ સઘલાંઓ નાચમાં સામેલ થશે.

**રોમ્યો**—બધામાં કેટલીક બાનુઓ પણ આવનાર છે, નહીં?

**ચાકર**—નહીં સાહેબ ડર નહીં, ખોદા તમુને બેહુસત બખશે, સઘળાં મલી આસાંમી પંચાવન થશે, અને છપનમો હું.

**બેનવોલ્યો**—તું છેજ બરો છપન.

**ચાકર**—તમોબી જો માનટેગ તરફના નહીં હોવ તો બેલાસક આવજો, ને જો આગલે દરવાજેથી આવતાં ઓસકાઓ તો બેધડક પાછલે દરવાજેથી આવજો; શેવક તમારી અચ્છી મેનીજ કરશે, અને કેક, મકરૂમ, સાથ પુડીંગ પણ ખુબ જમાવશે. વળી આપણે સાથે બે ચાર બાટલીના માંથાં ભાંજી ટકોરો પણ ચહડાવશું. સાહેબ બહુ મોટી તસકીર પડીચ તે માફકરજો હો. (જતો રેહેચ)

**બેનવોલ્યો**—લે, બોલ હવે, આએ નાચની અંદર તુ આવશે? આપણે બેઉ જણ મોહુના પેહરીને જઇએ, ત્યાં આપણને ઓળખવાનું કોણ હતું? ત્યાં તારી પેલી મોહુબતની મુરતી રોઝેલીન પણ આવનાર છે, તેને તું જોજે, અને વીરોનાની બીજી કેટલીક સેતારા સરખી સુંદ્રીઓ પણ આવશે તઓનેબી જોજે. પછી તારી આંખો ઉગાડી તેની વચે, અને બીજી કોઈ સુંદરમાં સુંદર જે હું બતાવી આપશ તેની વચે, મુકાબલો કરી જોજે; ત્યારે તુને માલમ પડશે કે જેનાથી તું રાત અને દાહડો બોહાર થઈ ફરતો ફરેચ તે તારૂં બીલોરી બગલું નહીં, પણ એક કઠોર કાગડો છે એમ તું માનશે.

**રોમ્યો**—અગર આએ ચશમ તારા કેહવા મુજબ ખોટારૂં બાહાલ રાખેતો આએ નેનમાંથી આંસુનો નેહર નહીં, પણ આતશની નદીઓ નીકલશે, જેની ગરમીથી આએ જીગરની જવાલામુખી એકદમ ફાટી, હાયનો ધુંવો, બળાપાનું બળતું, અફશોસનો અંગાર, ધાસતીનો ધુજારો, સદા જારી રેહશે. પણ નહીં, ખુબસુરત રોઝેલીન કરતાં કોઇ બીજી નાર વધારે ખુબસુરતી રાખે એમ માનવું મારી અકલથી દુર છે. જયારની આ જહાન જનમ પામી ત્યારની એવી ખુબસુરત અનારના દાણા જેવી નાર સુરજના પણ દીઠામાં આવી ન હશે એમ હું પકું માનુ છું.

**બેનવોલ્યો**—રોમીઓ, ખોટાં તરાજવાથી જે તોલ કરે તેને ખરો તોલ કાંહુથી મળે? જે માશુકની મોહબત ઉપર તું એટલો

હટી ગયોચ, તેને તારી આંખના બીલોરી તરાંજવામાં અદલ તોલ કરે, તો બીજી ઘણીક વધારે વજનદાર સાબેત થશે, એવી મારી પુર ખાતરી છે. વાસતે ચાલ તું મારી સાથે આવ.

**રોમચો**—ચાલ હું આઉ; પણ એવી ઉમેદથી કે તું મારાં દુઃખ ઊપર દાહુમ નહીં દે, પણ આ દુખી દીલની દવા બતાવે.

# અંક પેહલો

## દેખાવ ત્રીજો.

### કેપ્યુલેટના ઘરમધેનો દેખાવ

લેડી કેપ્યુલેટ અને દાસી.

**લેડી કેપ્યુલેટ**—દાસી, આપરો જુલીયત કાંહુછે? બોલાવ બાઇને.

**દાસી**—કોણ બાઇ? જુલીયટ! મારી આંખનું તેજ? મારાં હ્રદડાંનો હાર? મારો મોતીની માળા? મારી જુલીયટને તેડોચ કે?

**લે-કેપ્યુલેટ**—હા, વેક ટાહેલું ના કર, જુલીઆટને તેડી લાવ.

**દાસી**—તેડી લાવોજી. (હાક મારતી મારતી દાસી અંદર જઇને પાછી આવે છે અને સાથે જુલીઅટ પણ આવેછે)

**જુલીઅત**—કેમ વાહલી માતા મારૂં કઈ કામ છે?

**લે-કેપીઉલેટ**—હા દીકરી, તારી સાથ કામછે, બે વાત પુછવોચ. દાસી તું જરા બાહેર જા, પછી હું કહું ત્યારે આવજે.

**દાસી**—બાઇ હું બાહેર જાઉ! જેમ તમારી મરજી.

(ચાલતી થાવચ.)

**લે-કેપીલેટ**—અરે પણ અહીં આવ, પાછી આવ, તારૂં બો કામ પડશે, તારી સલાહ પણ લેવાની જરૂર છે. તું બોલશે તે ખરૂં જ બોલશે, તારા બોલીઆમાં કંઇ ફેર આવનાર નથી.

**દાસી**—અરે બાઇ ફેરતો મને આવેચ, કેઆરના, આવેચ,

આવીઆજ કરેચ, ચાહેબી ઓતી, રોટલીબી ચાંપી, પણ જરા ફેર ભાગતા નથી. શું કરૂં બાઇ, પેલો શેઠવાલો જંજરવાઈન જરા આપો તો ઝટપટ ઝમઝમાટ છુટશે, ને આપો આપ ફેર નરમ પડી જશે.

**લે-કેપ્યુલેટ**—હા, તુને ઢીચવાનું મન થઇ આયુંચ તેથી આએ ઢોંગ શોધી કાહડીઓચ તે હું બધું સમજુચ. હવે તુ મારી વાત સાંભળેચ કે તારા રોદરા રડેચ?

**દાસી**—મારી વાતતો ખોટી, હવે તમારીજ ખરી વાત ચલાવોની એટલે બસ.

**લે-કેપીઉલેટ**—જો આગળ આવ, તુંતો સારી પઐબરોબર જાણતી હોશે કે જુલીઅટની ઉંમર આજે કેટલાં વરશની.

**દાસી**—હા; (દાહાડી પકડીને વીચાર કરી) જુલીયટની ઉંમર? જારે જુલ્યટ નાની હતી, ને ચાલવા શીખતીતી, ત્યારે ઉં-બરપરથી સજર ઝીકાઇ ગેઇતી, ત્યારે એની ઉંમર વરશ દા-હડાની હતી, ને તેને આજે વરશ થયાં ૧૩, ત્યારે જુલ્યટની ઉંમર આજે વરશ ૧૪ ની બરોબર ને તકોતક.

**લે-કેપીઉલેટ**—બરોબર?

**દાસી**--બરોબર બાઈ? જો એથીબી બરોબર બોલાવો તો તકોતક ને લગોલગ જુલ્યટની ઉંમર આજે ૧૪ વરસ સવા દાહડો ને હડી પલની નહી હોય તો આએ મારા મોહડાંમાનાં ચઉદે દાંત કાહડી આપવા. પણ બળીઆ દાંતજ, મુદલમાં ચાર રહેલાછે, ને તેબી દાદરા થઈ રહેયાચ. કેમ જુલ્યટ હું ખરી વાત કેહુંચ કની? તુને યાદ છે કે, તું ધાઉ ધાઉ ને ખાઉ ખાઉ ને મેઆઉ મેઆઉ કરતીતી ત્યારે હું તુને કેવું મીઠું મીઠું હુળુસે ખવાડી ને મુગી રાખતીતી?

**જુલીઅટ**—બસ બસ, તુંજ મુંગી રહે હવે, તારી ટકટક ક-રવાની ટેવ હજુર ગેઈ નહીં ની?

**દાસી**—જુલીઅટ મેં તુને પાલી, પોસી, ને રમાડી જમાડીને મોટી કીધી, તેથી આજે તુને ખુશી ખુબસુરતીમાં જોઇને મને થોડો સંતોશ થતો નથી. પણ હવે મારી એવી મરજીછે કે તારાં વેહલાં વેહલાં લગન થયલાં હું જોઉ, જેથી મારાં હઈડાંમાં તાઢ-

કક પડે ને વળી હાથમાં કંઈ તડાકોબી પડે. તે નેક દાહડો કે-આરે આવે.

**લે-કેપીઉલેટ**—(જરા હસીને) દાસી, તું જાણે મારૂંજ મોહડું લઇને બોલી. હુંબી એજ વાત કેહવા માંગતી હતી; અને એજ બાબદ વીશે પુછવાને મેં જુલીઅટને તેડીચ. કેમ જુલીઅટ પરણવા વીશે તારો કેહવો વીચાર ?

**જુલીઅટ**—લગન સરખું માન મેલવવાનું મારા સપનામાં પણ ધ્યાન નથી.

**દાસી**—જુલીઅટ તું તો ડાહીછે; અને ડાહપણતો તારાં પાળ-ણામાંથી શીખીચ.

**લે-કેપીઉલેટ**—શાહદી કીધાથી ડહાપણમાં ઉમેરો થાયચ; તેમજ મોજ મજાહ પણ વધતો જાયચ.

**દાસી**—ને વળી સાહેદી કીધાથી સઉ કોઇનું ભલું થાયચ, ને બોદા પણ રાજી થાયચ.

**લે-કેપીઉલેટ**—વાસતે વાહલી બેટી, શાહદી કરવા બાબે તુંને વેહલો વિચાર કરવો જોઇએ. આજ તો તારા કરતાં નાનીઓ માતાઓમાં ખપી માન પામેચ. જો તું એ વાત મનપર લઇને નક્કી વિચાર કરેતો તારે વાસતે લાયકીવાળો ભરથાર મેળવવાને કંઇ દુર જવું નથી. તું આપણા પારીસ વીશે શું ધારેચ? તે તારી સાથે નેકા કરવાની ખાહેશ રાખેચ.

**દાસી**—પારીસ! હા હા! પારીસ વીશે શું પુછવું.—એક જાણે ગોલાબનો ખીલતો ગોટો, જાણે વીટીપરનો હીરો. નરો નગીનો ને વળી નમાનો તો એવો, કે એના જેવો નામીચો નર, ને હેતવંતો વર, ચોખંડ ધરતીમાં મલવો મુશકેલછે.

**લે-કેપીઉલેટ**—કેમ તું શું ધારેચ? એ લાયકીવાળો ગ્રહસ્થ આજ રાતે આપણે ત્યાં નાચમાં આવનારછે. તેની ખુબી અને ખુબસુરતી ફકત તેના ચેહરા ઉપરથીજ તું વાંચી શકશે. એવા ગ્રહસ્થ સાથ મોહબત બાંધી તેની મોહરદાર થાય તે તું ખરી સુખી ગણાય એમ હું દીલોજાનથી માનુચ.

**દાસી**—હા, જુલીઅટ ખરૂં, માયજી કેહચ તે બધું ખરૂં છે. તું પારીસને કંઇ જેવો તેવો નર જાણતી ના; આજે આપણા આખા વીરોના વચ્ચે એકુકો ગણાયચ.

**લે-કેપીઉલેટ**—વળી જુલ્યટ એ ડાહપણવાલા જવાન સાથ તારા નેકા થયાથી તું ગોયા એક અમુલ્ય પોથી તારી પાસે રાખશે, જેનું સાંકળીઉ—તેના બે નેન—તેના સર્વ ભીતર ભંડોલનો ખ્યાલ ઝટ તુને આપશે. એ પોથી તુંને દુનીઆદારી, સદગુણ, વફાદારી, અને સુખનો સીધો માર્ગ બતાવશે; જેથી તું ખુશી ખુશાલીમાં રહી પમરી નીકળશે.

**દાસી**—ત્યારે તો તુંને અતરબતરનીબી જરૂર પડવાની નથી— એવી તું પોતાની મેળે પમરી નીકળશે.

**લે-કેપીઉલેટ**—ત્યારે કેહ ખુલી રીતે, કે પારીસને તું તારી સાથ નેકા કરવાને લાયક ગણેચ કે નહીં.

**જુલીઅટ**—મેહરબાન માતા, લાયક હોવું અને લાયક ગણવું એમાં આસમાન જમીનનો ફેરછે; વાસ્તે તમારી દરખાસતને માન આપી માગી લેઉંચ કે મને વીચાર કરવાને પુરતો વખત આપો તો તમારો મોટી મેહેરબાની.

(એવામાં એક ચાકર આવેચ)

**ચાકર**—(ચાકર ધાંધળમાં બોલેછે) બાઇ મેજબાનો બધા બો-રાજીઆચ, ટેબલ બીછાવી તઇઆર રાખીચ, તમારીજ ખોટી છે; જુલીઅટની પણ રાહા જોયચ. દાસીની બુમ પડીગ કે કાંહાં. દટાઇ મુઇ, મેહરબાની કરી વેહલાં ચાલો.

**લે-કેપીઉલેટ**—જુલીઅટ ખાના ઉપર બધાઓ જોતા હશે આપણી વાર.

**દાસી**—જુલીઅટ એ તકે તારાં લગન બાબે કરજે વીચાર.

જતાં રેહછે)



# અંક પેહલો.

## દેખાવ ૪ થો.

### એક મેદાન.

(જ્યાં બેનવોલીઓ અને મરકુશીઓ દેખાયછે.)

**બેનવોલ્યો**—મેંબી મારૂં મોંહત ચેતી ખંજર કીધુંતું તઈઆર.

**મરકુશીઓ**—હું, એટલું બધું શું થઇ ગયું? પેલો તરકડો પોરીઓ ટાઈબોલ્ટ શું આપણને મારનાર હતો?

**બેનવોલ્યો**—મોહકાણ રોમીઓએ મોટી કીધી કે એણે સાદ કાહડયો, તેથી એ સપડાઇ ગયો. નહીંતો તાકાદ કોણની હતી કે આપણને કોઈબી ઓળખી શકતે.

**મરકુશીઓ**—ખચીત રોમીઓએ આપણો ધાન કાહડયો હતે; જ્યારે પારકે ઠેકાણે, અને વળી આપણા હરરતા દુશમનને ઘેર, નાચમાં જઇ સાવકારીથી બીરાજવું, ત્યારે તો મનમાં જરા ધાસતી રાખવી જોઇએ. તેમતો રોમ્યોએ કીધું નહીં, અને ભઈતો બેધડક બોલવા મંડી ગયો. ટાઈબોલટેતો તરત એના સાદ ઉપરથી પારખી કાહડયો કે એતો રોમીઓ. પછી તો તેણે ચોપડીબી ખરી. અને વધારે પણ બેહકતે, પણ બુઢા કેપીઉલેટે એને અંદાજમાં રાખીને દાબીઆ કીધો, નહીં તો ફજેતી આપણી ને વળી એ લોકોની થઇ જતે. આખર કરે તોબી બુઢાએ પોતાના વરસ વેચીઆં નહીં, પણ મનમાં ચેતીને પેલા ચીબાવલાને દમ ભરાવ્યા કીધો.

**બેનવોલ્યો**—હવે થયું તે થયું. પણ રોમ્યોને ક્યાં સોધીએ— એને ખાતર આપણે ઉંઘ વેચી, રંજ ખેંચી, અરધી રાતે દુશમનને ઘેર પેઠા, અને સાહુકારીથી નાચમાં બેઠા, અને ત્યાંથી જીવ લેતા જેમ તેમ પાર પડયા, ત્યારે એને ઘટે કે એકદમ આંખ ચોરાવીને આપણને છોડી દે? એ પંચી ઘેર જઇ પોંહચી મીઠી ઉંઘમાં પડયો હશે, ને આપણે તો એની પાછલ ફાંફાજ મારીઆ કરીએચ.

**મરકુશીઓ**—એજ્તો, રોમ્યોજ પેલી ગમથી આવતો જણાયચ. રોમ્યો ! રોમ્યો !

(બેઉ જણ તેને મળવા જતા હોય તેમ ચાલી જાયછે, બીજે રસ્તે રોમ્યો ભરાતો ભરાતો દાખલ થાયછે.)

**રોમ્યો**—વળી લફડાં કયાંથી લાગ્યાં; રોમયો મોહબતનો શીકાર છોડી તમારી સાથ આવનાર હતો !

(એક ભીત ઉપરથી કુડી જાયચ)

**બેનવોલ્યો**—પેલી રોઝેલીન ખાતર એ રવડતો હોશે; એનું દેવાનાપણું એ મુકનાર નથી.

**મરકુશીઓ**-અરે, આપણે હવડે જોયો, ને કયાં ગેપ થઇ ગયો ! કેથે એટલામાં ઝાડ પછવાડે ભરાઇ બેઠો હોશે. રોઝેલીનના પ્યારની કેફથી એ એટલો તો ધુન બની ગયોચ કે એને સુધી પણ રહી નથી. ત્યારે આપણે ત્યાં સુધી કયાં વધારે રખડતા રહીએ, ને વળી નાશીપાસ થઇએ; તેને બદલે બેહતર કે ઘેર જઇને મોડી ઉંઘ લઇએની ?

**બેનવોલ્યો**—બસ, એતો હાથથી ગયો, હવે એની આગડી ઠેકાણે આવનાર નથી, આપણે તો આપણી ફરજ સમજી ઘણોબો સમજાવીઓ પણ એ નહીં સમજીઓ તઆરે આપણો કંઈ ઇલાજ રહેઓ નહીં.

**મરકુશીયો**—એશકનો જખમ જબરો જેહરીછે યાર,
બલા ભલા શેખી રીતા થઇ ગયા છે ઠાર(જતા રહેછે)

---

# અંક બીજો

## દેખાવ ૧ લો

### જુલયટનો બાગ.

જુલ્યટ અને દાસી.

**જુલ્યટ**—દાસી અહીંઆ આવ, પેલા તરણ જણ નવતરા જેવા નાચમાં આવીઆતા તે કોણ વારૂં !

**દાસી**—તું નહીં જાણતી? એતો બધા માનટેગ તરફના હતા.

**જુલ્યટ**—ને પેલો જે નાચીઓજ નહીં, પણ બેસીજ રહેઓ તો, અને મારી સાથ વાત કરતોતો તે કોણ?

**દાસી**—(જરા વીચાર કરી) તે! તેતો માનટેગનો છોકરો રોમ્યો—તારા બાપના હરરતા વેરીનો એક પુરો પોરીયો.

**જુલ્યટ**—વાહ! કેહવો લાયકીવાળો! ને વળી ખુબસુરતીનો તો એક નમુનોજ જે થોડાજ બોલો એણે મારી સાથ ગોફતગોમાં કાહડયા તે ઉપરથી હું માનુંચ કે એ ખરી મોહબ્બતને લાયક છે એક મોતી પણ એના ચેહરા સાથ સરખાવતાં જાંખુ લાગે.

**દાસી**—બાઈ, તું જાણેચ? જેના વીશે તું બોલેચ તેના અને તારા બાપની વચ્ચે કંઈ વરસોના વરસો થયાં દુશમન દાવો ચાલેચ. જો દાવ આવે તો એક બોજાનું ખુન કીધા વના રેહ નહીં.

**જુલ્યટ**—તેના અને મારા બાપદાદા વચ્ચે દુશમની હોય તોબી શું થયું? તે પોતે કદી હલકી હાથચાલાકીમાં સંભલાયો નથી, અને તેની અને મારી વચ્ચે કોઇ દાહડો અદાવત છેજ નહીં.

**દાસી**—તુને તેની દોસતી છાજે નહીં.

**જુલ્યટ**—જો તેની મોહબ્બત સાથ મારી, મોહબત બાઝે, તો તેની દોસતી મને નહીં કાંએ છાજે? અને તે ઉપરથી તે મારો સદાનો સાથી અને દીલદાર દોસ્ત થવાને લાયકછે એમ હું ધારૂંચ.

**દાસી**—જુલ્યટ જરા મને કામછે હું જઇ આઉચ.

**જુલીઅટ**—તારૂં પણ મને કાંમછે જલદી આવજે.

(દાસી જતી રેહછે)

શું કડો મધે સોહાંમનો, મોહબતને લાએક;
મલ્યો આજ રાતે, દીલદાર મને એક;
જેના નેન મધે ધકધકે, મોહબતનો અંગાર;
જેના શબ્દો કહી આપે—તે ખરો પ્રાદાર.

(એટલામાં રોમ્યો ભગતો ભગતો દાખલ થાયછે.)

**રોમ્યો**—આહ! સાંમી બારીએથી અજવાળું કોણ નાખેચ!
એતો ચેહરો જુલ્યટનો એટલો ચલકાટ રાખેચ!
એની આંખના ચમકાટ આગળ આફતાબ બને ઝાંખો.
એની મધુર વાણી સાંભળવા, માહતાબ વળે વાંકો;
આહ! પૃથ્વીના સેતારા! આકાશના પ્રોપ પરીઆં!
દરશન તારા લેવા દોડયો આયો હું અહીયાં;
આફતાબી આંખોના પ્રકાશે કીધું અંધારૂં નાબુદ;
તારા નેનની નજરબંદીએ મને ખેંચીઓ અત્રે ખુદ.

**જુલ્યત**—ઈઆ ખોદા!

**રોમ્યો**—આહા! એ બોલવા માંડેચ!
અરે બોલ; ગેબી ફરેસતા, બોલ તારા મધુર;
સાંભલી દીલખુશ કરવા, ઉમેદવારછું પુર.
જેમ ઉપરથી સેતારા આકાશની આપે આશ,
તેમ ઉપરથી મારાં દીલને તું આપેછ ઉજાશ.
જે પાક મોહબતની આંચ ભીતરમાં પજરાવેછે તું,
તે આંઈનાની મીસાલે જીગરમાં દેખુંછું હું.

**જુલ્યત**—રોમ્યો; અફશોસ રોમ્યો તારૂં નામ કોણે રાખ્યું; નામે તું રોમ્યો નહીં હોતે તે કેહવું સારૂં! મોનટેગ તારો બાપ નહીં હોતે, અથવા તું માનટેગનો છોકરો નહીં હોતે તો કેહવું સારૂં! અથવા કસમ લઈ તું મારો દીલદાર ખસમ બને તો હું કેપ્યુલેટની બેટી નહીં. એવું માનું.

**રોમ્યો**—(બાજુએ જઈ.) અરે એ આગળ બોલશે કે બસ? હું બોલવા માંડું?

**જુલ્યટ**—ફક્ત તારૂં નામ મુજને છે બહુ જેહરી;
માનટેગ તું છે, મારા ખેશીઆને વેરી;
પણ નહીં, ગુલાબના ફુલને જો થુવર કરી કહીએ;
કેહનાર આપણ પોતેજ મુરખમાં ઠરીએ.
તેથી નામપર નથી રેહતો મોટો આધાર,
ઇનસાનનું નામ ન દેખાડે તેનો ભીતર ચીતાર;
તોબી, રોમ્યો તરક કરે તારૂં નામ એક દમ,
તો તારીજ હું છેઉં માશુક વાહલી હરદમ.

**રોમ્યો**—(નજદીકથી)

વાહલી, વાંધો મારાં નામમાં તું દેખે લગાર,
તો નામમાં હું કરૂં, તું કેહ તે ફેરફાર.
મને રોમ્યો ના કેહતી, પણ કેહજે દીલદાર,
સાથી એક સદાનો, ને વાહલો વફાદાર.

**જુલ્યટ**—અરે! એ અવાજ કોણનો અરધી રાતે! અનજાણ્યો અવાજ ક્યાંથી આવેચ?

**રોમ્યો**—એ અવાજ તેનો, કે જેનું નામ બોલાઈ શકાતું નથી, કારણ તે નામ તારો દુશમનછે, અને જેનો તું તથા તારા સર્વ ખેશીઓ ધીક્કાર રાખેચ.

**જુલ્યટ**—(અજબ થઇ) આ સાધના સો શબદો મેં પુરેપુરા સાંભળ્યા નથી, તોબી ખચીત એ સાદ રોમ્યોનોજ;—અરે તું કોણ રોમ્યો કે? માનટેગનો છોકરો કે?

**રોમ્યો**—નહીં, અગર માનટેગ એ બોલ તુંને નાપસંદ હોય તો હું રોમ્યો નહીં, અથવા માનટેગનો છોકરોબી નહીં.

**જુલ્યટ**—અરે પણ એટલી રાતે તું કેમ આવ્યો! અને કીએ રસ્તે દાખલ થયો! મારા બાગની ભીત ઉંચી અને કુદાવવાને બહુ બીકટછે, તે કુદાવી તું કેમ શકયો!

**રોમ્યો**—ઉડી, મોહબ્બતની પાંખપર, કુદી ભીતને હું આયો;
મોહબત મારો ભોમીઓ અતરે મને લાયો.

**જુલ્યટ**—પણ મારા ખેશીઓ અથવા મારા ચોકીબાનો તુને જોશે તો તતકાલ કતલ કીધા વના રેહશે નહીં!

**રોમ્યો**—તારી ગેરમેહરબાનીથી ડરૂંચ હું જેટલો,
તારા ચઉદસો ચોકીબાનોથી નથી ડરતો તેટલો.
છે મોહબતનું કઉવટ ને કરામત અપાર,
થાય પોલાદના પાહડમાંથી મોહબત પસાર.
મોહબત આગળ બુઠી છે તલવારની ધાર,
તેઆંરે તારા ખેશીઓની કોણ કરે દરકાર.

**જુલ્યત**—અરે, પણ તેઓ તુંને પકડીને કતલ કરેતો મારાથી કેમ દેખી શકાય?

**રોમ્યો**—એકતો, સાથે રાખુંચ મોહબતનું બખ્તર;
બીજું માંથે રાખુંચ આ સીઆહ છતર;
તારા બેરીઓના હાથથી મરવું છે બેહતર,
તારી મેહબત વના જાહનમાં જીવવું બતેતર.

**જુલ્યત**—પણ આંએ મારી બારી તરફનું બેગાનું ખુણું, અંધારી રાતે તુને કોણે બતાવીઉં ?

**રોમ્યો**—પે, તારૂં ખુણું શું ? પણ અગર એકવાર,
મારી મોહબત હોય, પૃથ્વીને પેલે પાર,
તોબી કોઇ મુશકેલીથી ન થતાં નાસીપાસ,
જઇ મલું જલદી મધુર મોહબતની પાસ.

**જુલ્યત**—રોમ્યો, તું જોયચ કે મધરાતનો કાળો પરદો, મારાં મોહડાં ઉપર પડેલો છે. એ પરદા હેઠલ તેં મને એકાંતમાં અતરે બોલતાં સાંભળી, તેથી મારા ચેહરા ઉપર શરમીંદગીનો રાતો રંગ કેટલો ફરી વલીઓચ તે અંધારાને લીધે તું જોઇ શકનાર નથી. પણ હું જે એકાંતમાં બોલી તે જાણતીજ નથી, એવું જણાવવાનું ડોલ ઘાલું તો તેમાં સરીઆમ ઠગાઇછે. તેં મારા વીચાર હલુસે ભરાઇને સાંભળી લીધા, તેમ તારા વીચાર મને ખુલી રીતે જાણવા દે. હું તુંને એટલો સાદો સવાલ પુછુંચ કે તું મારી ઉપર ખરી મોહબત રાખેચ? તું જવાબ દેશે કે હા, તો ઠીક. તારા સખુન ઉપર હું શક લાવનાર નથી. પણ તારો સખુન ખરોછે એવું સાબેત કરવાને તું કસમ લેશે ? તારા બોલ ખોટા પડયા તો ? વારંવાર સાંભલીએચ કે મોહબત બાંધતી વેલા મરદો જે પેહલ વેહલાં મોટા કસમ લેચ, તે પાછલથી ખોટા સાબેત થાયચ. વાસતે મેહરબાન રોમ્યો, જો તારી મતલબ પાક મોહબતનીજ હોય, તો સત ધરમથી તે તું પાલશે એવી ખાતરી આપ. તું એમ ના સમજતો કે સેહલાઇથી મેં તુંને મારૂં જીગર આપીઉં તેથી હું કંઇ હલકી અને ડગમગતી હોઇશ. નહીં, હું એકવાર બોલી, ને મારી મોહબત જાહેર કીધી, તે વીશે આનાકાની કરી ભારી થઈ બેસવું એમાં ઉલટી હલકાઇ છે. વાસતે એકીનથી માનજે ઓ સદગ્રહસ્થ, કે જે

ની શરમાઉ થવાનું ખોટું ડોલ ઘાલી કઠણ થઇ બેસેછે, તેઓના કરતાં વધારે વફાદાર જુલ્યટ સાબેત થશે.

**રોમ્યો**—મેહરબાન સ્ત્રી, સામા ચંદ્રમાના કસમ લઇને કેહુ-ઉચ કે હું મારા કોલમાં ખોટો પડનાર નથી.

**જુલ્યટ**—અરે નહીં, ચંદ્રના કસમ તો તું ખાતોજ ના, એ કસમ શું કામના? એતો એક માસમાં પોતાના ઘણાક રૂપ બદલી નાખેચ; તેમ તારી મોહબત અને સોહબત બદલી નાખે ત્યારે?

**રોમ્યો**—ત્યારે તું કેહ તેના કસમ લેઉ.

**જુલ્યટ**—કસમથી શું થાયચ, કસમ તું લેજ ના. પણ અગર તું લેવાજ ચાહતો હોયતો, તારા પોતાનાજ કસમ લે, એટલે બસ, હું તારી ઉપર પુર ભરૂસો રાખશ.

**રોમ્યો**—મારાં હઇડાંના કસમથી * * * * *

**જુલ્યટ**—બસ બસ, કસમ તું બીલકુલ લેજ ના, હું તારી પ્રીતીપર પુર ભરૂસે છેઉ. પણ આજ રાતના ઉતાવળા બંદોબસ્તથી મને ખુશાલી ઊપજતી નથી; કારણ એ બંદોબસ્ત એટલો અંચોતો, આકળો, અને ન ધારેલો બનીઓછે. કેહવત છે કે જે બહુ જલદી ગરમી લે, તે બહુ જલદી થંડું પણ થઇ રેહ, તેમ આપણી મોહબતની ગરમી રખે જરા વારમાં થડી થઈ જાય, તે વીશે મને લાંબો વીચાર ઉપજેચ. હવે વાહલા દીલદાર, રાત જાછ વહી ગઇચ, તારે મકાન સીધાર, ખોદા હોજો તારો મદદગાર. જે મોહબતની કલી આજે ફુટી તે ફરી આપણ ભેગા મળીએ તેટલાં ઉગીને ખીલતું ફુલ થાય, અને પમરી નીકળે એવું હું જીગરથી ચાહુંચ.

**રોમ્યો**—પણ હું શું સંતોષ પા યા વગર જાઉં!

**જુલ્યટ**—હવે તુને અસંતોષી થવાનું કંઈ કારણ રહેઉચ? તું માંગે તે આગમચ મેં મારૂં હઇડું તુંને સોંપ્યું, હવે વધારે બોલવાની જરૂર જોય તો ફરી કહી સંભલાઉ.

**રોમ્યો**—તારા વચન, હવે કદી ફરનાર તો નથી ની?

**જુલ્યટ**—જબાં ને જીગરમાં જુલ્યટ છે નરમ,
ભોળાવે નહીં કદી રાખી ભેદ કે ભરમ.
મોહબત ને સોહબતમાં છે સદા એક સાંત,
બદી ને બુરાઇથી છે સદા એકાંત.

(એટલામાં અંદરથી સાહદ સાંભળી જુલ્યટ પાછલ જોઇ બોલેચ.)

હું પાછી આઉંચ, તુને જરા ખોટી થવું પડશે. (અંદર જતી રહેછે.)

**રોમ્યો**—આહા! પણોતી રાત, તું મને અતરે લાવી, આએ પરીના માળાની મુલાકાત કરાવી, પણ એ સઘલું ફક્ટ રાતનો સ્વપનો છે, એવું હું ધારૂંચ. હું જાગતો છેઉં કે ઉંઘાયલો તે મને માલમ પડતું નથી. (આંખ ચોલેછે.) મેં જુલ્યટને જોઇ તે જુલ્યટ પોતેજ હતી કે કોઈ, અને સ્વપનામાં કે ખરેખર, તેની મને સમજ પડતી નથી. હું એટલાં સુધી ફાવ્યો તે ખરેખર, કે સ્વપનામાં.

(એટલામાં જુલ્યટ પાછી દાખલ થાયછે.)

**જુલ્યટ**—પ્યારા રોમ્યો, ત્રણ વધારે બોલ કહી તુને છેલ્લો સલામ દઉંછું. અગર તારૂં જીગર, પાક મોહબત અને નેક સંગત ઉપરજ લાગેલું હોય, અગર તારા મનની મુરાદ લગન કરવાનીજ હોય, તો કાલે હું તારી આગલ મારૂં એક આદમી મોકલાઉં, તેની પાસ ચોકસ પેગાંમ મોકલાવજે, કે કયારે, કયાં અને કોણથી આપણા લગન થશે. નેકાનો નેક ગાંઠ બાંધવાની પવીત્ર કીઆ કોણ બજા શે, તે સઘલું કેહવારજે, પછી મારૂ ભવ અને ભવીશ તું ભલા ભરથારના પગ ઉપર મુકી જયાં કેહશે ત્યાં તારી સંગાત આવશ. અગર એક વાર તું પૃથ્વીને છેડે જવા માંગશે, ત્યાં પણ તારે છેડે બંધાઇ તારી પાછળ છેક સુધી ચાલશ.

(દાસી પાછી અંદરથી હાક મારેછે.)

આવી, આવી, હમણા આવી.—હું મારાં માણસને કાલે મોકલાવશ, હાલતો હું જાઉંચ, અને જીગરના દસ હજાર આશીરવાદ તુને ચાહુંચ, ને છેલ્લી કરૂંચ સલામ.

(જતી રેહછે.)

**રેમ્યો**—દસ હુજાર આશીરવાદ નહીં, પણ દસ લાખ દલગીરી તું મારા દીલપર દાબીને જેઇ.

(રોમ્યા આગ્રને આસતેં ચાલતો થાયછે;—જુલ્યટ પાછી બારીએ દખાયછે.)

**જુલ્યટ**—(જીના અવાજે) રોમ્યો, રોમ્યો, જરા ઉભો રેહ. જો હું એક ચલીઆની મીસાલે આ પીંજરામાં કબજ પડેલી નહીં હોતે તો તારાં જુદાં પડવાથી હું એટલું મોટું ગળું પાડતે કે આસમાનનો પરદો, તેમજ કાનનો પરદો મારી ચીચીઆરીથી ચીરી નાખીઆ વના રેહતે નહીં, એટલું મને લાગેચ.

**રોમ્યો**—જેમ તુંને મનમાં એટલું લાગેચ, તેમજ તારા આએ શબ્દો મને તીરની માફક વાગેચ.

**જુલ્યટ**—હું તુને પુછતાં ભુલી ગેઈ કે કાલે મારો હલકારો કેટલે વાગે મોકલાઉં ?

**રોમ્યો**—નવ વાગે.

**જુલ્યટ**—અરર ! સવારે નવ વાગવાને તો આખા ૨૦ કલાક જોઇએ ! હવે તું સીધાર, પ્યારા દીલદાર, ઘેર જઇને મીઠી ઉંઘ લે. ખોદા રેહજો તારો નેઘેબાન. (જતી રેહછે.)

**રોમ્યો**—દુખ્યારાં દીલ સાથ ઉંઘને છે વેર,
ચીંતાતુરને ચવડાવે, નચીંતને આપે લેહર.
ફીકરવંતને ફફડાવે, નફકરાપર રાખે મેહર,
પરણેલા પર પ્રીત રાખે, ને છડાપર કાહડે કેહર.
હવે બુઢા લોરેન્સને મલી વાત તેને કેહું,
લગન હમારાં લગાડવા, મદદ તેની લેઉં. (જતો રહેછે.)

---

# અંક બીજો.

## દેખાવ બીજો.

### બુઢા લોરેન્સનું ઝુપડું

(જેમાંથી તે હાથમાં ફુલની ટોપલી લઈ બાહર આવેછે.)

**લોરેન્સ**—રાતને કરી નાબુદ, બામદાદ હસેચ,
ઉગમણ તરફનાં વાદળાંપર સોનેરી રંગ ધસેચ.

યા ખોદા ! ખુબી તારી હરદમ દીસેછે અપાર.
ચંદ્રની ચોકી પુરી થઈ, સેતારા થયા પસાર
સુર્ય હવે સેતાબીથી નીકળી આવશે બાહર.
ગગનમંડલમાં ગગડતા આ ગોળા નીરાધાર,
ગગડેચ પોતાના માર્ગમાં, નહીં અટકે લગાર.
અજબ તેઓની ગતી, અજબ તેજ અને નુર,
અજબ કરામત ને કારીગરીથી બનીઆછે ભરપુર.
ધરતીપરબી કરામત તારી દીસે ડગે ડગ,
ખુબી, મતલબ, મેહર, દીસે જગે જગ.
મટીમાંથી કીધો પેદા તેં કાયા સુંદર,
હેરતભરેલી રચણા રચી શરીરની અંદર.
બનાવી ભાત ભાતની વનસ્પતીથી ધરતી કીધી ફળવંત,
જાત જાતના જમીન ઉપર પેદા કીધાં જીવજંત.
વળી ઝાડો ઉપર જડીઆં કેહવાં ખુશનુમાં ફુલ,
યા ખુદાવંદ ! તારી કારીગરીનું કોણ કરે મુલ!
(નીગો વલી નમેછે,)

(રોમ્યો દાખલ થાયછે.)

**રોમ્યો**—ખુદા બેહુસતીતો બંદગીમાં બેઠેલાછે. સાહેબ મેહરબાન ફ્રાયર લોરેનસ.

(આજાઓંનીથી બુઢો ફરીને જોયછે)

**લોરેન્સ**—એ કોણ રોમ્યો ! ભાઇ દુવા બંદગી. સવારના પોહરમાંજ મેં તારૂંજ હસતું મોહડું જોયું. પણ તારી આંખ કેમ હજુર ઉંઘરેટી લાગેચ ? જો હું ભુલતો નહીં હોઉતો તું આજ આખી રાત સુતોજ નથી.

**રોમ્યો**—હા, તારી અટકલ ખરીછે. હું આખી રાતનો ઉજાગો છેઉ.

**લોરેન્સ**-વળી પેલી રોઝેલીનના લખમાં ખોહાર થયોતો શું ?

**રોમ્યો**—તે ચંડાલનો ચેહરોબી કોણે જોયોચ ?

**લોરેન્સ**—ત્યારે તુને બડીબામદાદે જોઇ મને ધાસતી લાગેચ કે તારી ઉપર કંઈ ગજબ ગુજરીઓ હોશે.

**રોમ્યો**—ગજબ તો નહીં, પણ અજબ એક અકસમાત બની ગયોચ—તે એકે હું મારા દુશમનોની સાથ મોજ મજાહ મારતો

હતા તેવામાં એકાએક એક સુંદ્રીએ મારી ઉપર મોહબ્બતનો તે-જ તીર તાંકીને મારાં દીલને ઘાહેલ કીધું, જેનો ઉપર મે પેહલી જીગરની જુલતી કમાન ખેંચી હતી. હવે, એ બેઉ દુખ્યાંરાં દીલનો દુઝતો ઘાહ રૂઝાવવાને તારી મદદની માગણી કરવા આ-વ્યોચ. તું જો તારો પવીત્ર ચુટકો વખતસર ઘસી નહીં લગાડે તો ખગાબી થયા વના રેહનાર નથી.

**લોરેન્સ**—ભાઇ તું બકેચ શું ? મને બરોબર સમજાણ પડતી નથી; વાસ્તે ખુલ્લી રીતે બોલ, ને ભીતરનો ભેદ એકદમ મારી આગળ ખોલ.

**રોમ્યો**—ખુલ્લી રીતે કેહુઉચ કે, લોર્ડ કેપ્યુલેટની સુંદર બેટી જુલ્યટની સાથ મારી મોહબ્બત બાઝીચ. મારૂં દીલ જેમ તેણીની ઉપર, તેમ તેણીનું જીગર મારી ઉપરછે; વાસ્તે બેઉના દીલ જે મે હુબ્બતથી જોડાયલાંછે, તે નેકાના નેક ગાંઠથી બાંધવાની તારીજ ખોટીછે.—

આસ્તે રહીને કેહવશ, કેમ અને કોણથી થયું મારૂં કારજ,
પણ હાલતો તું લગન લગાડવાની સાંભળ મારી અરજ.

**લોરેન્સ**—(અજાયબીમાં) યા ખોદા! રોમ્યો તું શું બોલેચ!
કોણ કોણુ પર તારો પ્યાર દોડેચ.!
રોઝેલીન ઉપર તું કેટલો રાખતોતો પ્યાર!
જાન તેપર કુરબાન તું કરતોતો એકવાર.
આટલીવારમાં તે પ્યાર સઘળો ગયો સુકાઇ!
એટલીવારમાં બીજી ઉપર તું ગયો હરખાઇ!
જુઆનીઆઓનો પ્યાર રેહછે આંખની અંદર,
ખરી મોહબ્બતની તેમને નથી દીલમાં કદર.
અરે રોઝેલીન ઉપર થોડો થતો નો બેજાર!
તેના વીશે મારી આગળ તું રડતો તો જાર જાર.
તે આંસુની નીશાન તારા ગાલપરછે તાજી,
તેટલાં તું તપર થઈ ગયો નારાજી.!

**રોમ્યો**—હું રોઝેલીન ઉપર મોહબ્બત રાખતોતો તેથી તું મને અટલો ઠપકો આપેચ?

**લોરેન્સ**—ઠપકો નહી. ભપકો જે તું મોહબ્બતનો ભારી રાખ-તોતો તે વીશે અજાયબી ઉત્પન થાયચ. તું રાત ને દીન તેણીની

પાછળ ખસતખોહાર, અને બેકરાર થઇ ફરતોતો, તેથી તુંને ઠપકો પણ ઘટેછે. તારૂં હેત ખરૂંજ હોતે તો આજે તારૂં દીલ ફરી જતે?

**રોમ્યો**—દાનાવ દોસ્ત, નાહક મને ઠપકો ના આપ. જે બન્યું તે બની ગયું, હવે તો હાલની વાત કર; હાલ હું જેને ચાહુંચ તે મને પણ ચાહેચ, તેમ પેલી રોઝેલીન મને હાલમાં ચાહતીતી નહીં.

**લોરેન્સ**—કારણ, તે બરોબર દીલમાં સમજતીતી કે તારી મોહુબત જે ખુબ તપી ગયલી હતી તે જલદીથી થંડી પડશે. પણ હવે આએ નવી તારી મોહુબત પાર પાડવાને મને ખરેખરી ખુશાલી ઉપજેચ; કારણ, એ બાહુને તમો બન્ને દુશમનોના કુટું-બ વચ્ચે કંઇ વરશોના વરશ થયાં ચાલતો કીનો અને કંકાસ નાબુદ થશે, અને તેને બદલે સલાહ સંપજ અને સમાધાની સારી રીતે સચવાશે.

**રોમ્યો**—ત્યારે તો મેહરબાન મીત્ર, તાકીદ કર, અને આએ ઉલટ ભરીઉં હઇડું તું ખુશાલીથી ભર.

**લોરેન્સ**—ભાઈ, ઘણી ના કર ધાઈ; જરા ધીરજ પકડ,
જે દોડે બહુ જલદી, તે ખચીત ખાય ઠોકડ.

(જતા રેહછે.)

---

# અંક બીજો

## દેખાવ ત્રીજો.

### એક મોહલો.

(બેનવોલ્યો અને મરકુશીયો દાખળ થાયછે.)

**મરકુશયો**—પેલો ભમાતું ભાઇ રોમ્યો ક્યાં હોશે, રાતે તે પોતાને ઘેર ગ તો વારૂ?

**બેનવોલ્યો**—એનો બાપ મને મળયોતો, તે તો કેહતોતો કે રોમ્યો રાતે બીલકુલ ઘેર આવ્યોતોજ નહીં.

**મરકુશયો**—હા, પેલી સંગદીલ રોઝેલીન તેને એટલો હેરાન કરેચ કે ખચીત એનું મગજ ખસી જવાનું.

**બેનવોલ્યો**—વળી તુને ખબર કે? બુઢા કેપ્યુલેટના ભત્રીજા ટાઈબોલ્ટે રોમ્યોના બાપ ઊપર એક સખત કાગજ લખી મોકલ્યુંચ.

**મરકુશયો**—ખરેખર!

**બેનવેલ્યો**—અરે પણ તેમાં થયું શું? રોમ્યો તેનો જવાબ આપશે.

**મરકુશયો**—રોમ્યોજ હાલમાં ચસી રહેઓચ; તે જવાબ ક્યાં આપવા જવાનો હતો? જેના ભીત્તરમાં એક સફેદ સ્ત્રીની કાલી આંખે ભોંકેલા ભાલા, જેની પોતાની આંખમાં ગજ ગજના ખાડા, જેના મગજમાં ઘુમરી, અને કમર તો એવી ઢીલી કે ઓળંગ ઉપર નાખે તેવો થઈ રહયોચ, ત્યારે ટાઇબોલ્ટ જેવા તીસ્માર ખાંહની સાંમે એ શું થઈ શકનાર હતો.

**બેનવોલ્યો**—ટાઈબોલ્ટ વીશે તું શું ધારેચ?

**મરકુશયો**—હું તો ધારૂંચ કે બરો પેહલવાનછે; શું એની બાહદુરીની વાત કેહું! નાખ પર જો માખ બેશે તો નાખજ કાપી નાખે; મોહડાં ઉપર જો મચ્છ ઊડે તો પીસતોલથીજ પાર કરે; ને વળી એ સમશેરબાહદુરની ચાલાકીની શું વાત કેહઉં, કે સમશેરનો એકજ જો ફટકો મારે કેની, તો છાણના આબાદ બે ભાગ કરી નાખે.

(રોમ્યો આવતો દીસેછે.)

**બેનવોલ્યો**—લે, નામદાર પોતેજ આવેચ.

**મરકુશયો**—અરે હવે એની કંઈ વાત થાય? એની રોઝેલીનની આગળતો ગુલાબબી શરમાય, તે દીલદારની ખુશબો આગલતો મોઘરોબી લજવાય, તે માશુકના ચેહરાથી તો ચંપેલી પણ હરખાય.

**રોમ્યો**—કેમ ભાઇઓ કેહવી ખબર?

**મરકુશયો**—બહુ સારી સાહેબ, ફંદો તો રાતના ખુબ રમી ગયા.

**રોમ્યો**—ભાઇઓ માફ કરજો હો, એક અગતના કામની રો. કાણને લીધે તમોને છોડી દેવાની ફરજ પડીતી.

**મરકુશયો**—રોકાણને લીધે નહીં, પેલીની મોહમાણને લીધે તું આંખ ચોરાવી સટી ગયો, તે હમુને બધું ખબરછે.

(દાસી આવેછે)

અરર આએ કોણ મંગળ મુરતી! વકટ!

**બેનવોલ્યો**—લે ૧.

**મરકુશયો**—જાને નકરી ચેન!

**બેનવાલ્યો**—નહીં, ઉદરની બેન!

**દાસી**—ભલાં માણસો કંઇ શરમછે? કોણની મશકેરી કરોચ?

**મરકુશયો**—જે બોલેચ તેની, આઇ તમારી નહીં, આ. ત્યાં જાઓની.

**દાસો**—અરે બાવા, બુઢાં માણસની મસકેરી નહીં કરીએ. તમો કંઇ જુવાનને જુવાનજ રહી જવાના છેઓ? વારૂ મેહરબાની કરીને કેહશો કે રોમ્યો કયાં મલશે?

**રોમ્યો**—હા; હું કેહું; રોમ્યોના બાપનો એક પુરો દીકરો અહીં છે, કેમ?

**દાસી**—બાપનો દીકરો જાહનમમાં જાયરે, મારે તો રોમ્યોનેજ પોતાને મલવુચ, કંઇ અગતનું કામછે.

**મરકુશયો**—કંઇ જમવાનું તેડું બેડું કરવા આવ્યાં હોય તો મને કેહો, હુંજ રોમ્યો.

**દાસી**—જમવાનું તો નહીં, પણ જમનું તેડું કરવા આવીચ.

**બેનવોલ્યો**—અરર, આએ તો બરી સેહતાન ધાંખરી સા. બેત થઇ

**રોમ્યો**—બસ, બસ, મસકેરી મુકી દેઓ. (દાસીને) અહીં આવ, તું મને ઓળખતી નથી, હું રોમ્યો, એ લોકતો અમથી મજાક કરેચ.

**દાસી**—તો મેહરબાન, પેહલાંથીજ બોલતે તો એટલું થતે નહીં, ને મારો ઠેકડી આએ ઠાલીઆઓ કરતે નહીં.

**મરકુશયો**—રોમ્યો હમે જઇએચ, તું તારા બાપને દેર આવશે કે?

**રોમ્યો**—હા, તમે જાઓ હું તમારી પાછળ આવ્યો.

**બેનવોલ્યો**—હાંખરી બાઇ માફ કરજો હો.

**મરકુશયો**—બોખી દાસી કંઈ મનમાં ગાળ ના દેતી હો.

**દાસી**—બોખી છેઉં, પણ બેઉ જણને આખાને આખા ખાઈ જાઉં.

**મરકુશયો**—અરર, એતો કોઈ ડાકણ નીકલી—ચાલ ખાઈ ખાઈ જશે. (બેનવોલ્યો અને મરકુશયો જતા રેહછે.)

**રોમ્યો**—કેમ તું જુલ્યટ તરફની કેવી ખબર લાવી.

**દાસી**—ખબર તો શેઠજીને કેહુઉં કે, આપર લઇ કરીને, જોની બા, ખબર એવી લાવી કે મારી બાઈ જુલ્યટે તમારી ખબર પુછાવીચ.

**રોમ્યો**—પણ જુલ્યટ પોતે કેમછે, અને શું કેહવાડીઉંચ તેનો કંઈ ગળ લાવીચ.

**દાસી**—ગળ? હા; ગળતો ઘેર આગળછે, શું તમુને માછલી પકડવાનો શોખછે?

**રોમ્યો**—અરે તું શું બકેથ? જુલ્યટ તરફના સમાચાર શું લાવીચ?

**દાસી**—હેં (કાન કરી) સવાચાર, અરે સવાચાર નહીં, હુંતો એજ ખબર લાવીચ—એકતો એકે જુલ્યટ જાણવા માંગેચ કે તમો કેમ છેઓ, અને બીજી એકે વકી ક્યારે રાખવી.

**રોમ્યો**—તારી બાઇને જઇને દીલોજાનથી મારી દુવા બંદગી સાથ કેહુજે કે મેં સઘળી ગોઠવણ કરી મુકીચ.

**દાસી**—ઠીકછે હું જઇને કેહવશ. મેહેરબાન મુરબ્બી, આજે જુલ્યટ જેવું જહવેર કદાચજ મલી આવશે હો.

**રોમ્યો**—પણ તું જઇને કેહશે શું? જો કેહુજે કે (જલદી જલદી) મારા વચન પ્રમાણે હું તૈયાર છેઉં, ગોઠવણ મે કરી રાખીચ, ચીંતા મનમાંથી કાહડી નાખ, એક દમ તૈયાર થા, અને અગર મારા વીશે જે કંઈ તુંને શક હોય તે એક દમ તજ. બોલ શું કેહશે?

**દાસી**—હું જઇને કેહવશ કે જુલ્યટ રોમ્યો કેહ્ચ કે અગર,

તજ, લવંગ, જાયફળ, એલચી, ને વળી બીજું શું ? ભલાં માણસ ચરચર પરપર એટલું બોલી ગીઓ કે હું યાદ તે શું રાખું મારૂં બેથર ? કંઈ અગર, તજ, એવું એવું બોલ્યો તે તો મને યાદ છે.

**રોમ્યો**—અરર, તું તો તરાપો ડુબારશે, નહીં તો ઉંઠની સુંઠ કરી મુકશે—હું કેહુંચ શું, ને તું બકેચ શું ?

**દાસી**—સાહેબ તમેજ હવડે અગર તજ કરી નહીં બોલીઆ?

**રોમ્યો**—અરે જો, તું ધીરજથી ફરી સાંભલી લે. તું જઇને સમજાવીને કેહજે કે આજ બપોરે કંઇબી હીકમત કરી ફ્રાયર લોરેન્સના જુફડાંમાં આવજે, ત્યાં તે તરત આપણા લગન કરી આપશે, તેને મેં સમજાવ્યોચ, અને મેહરબાનીની રાહે કબુલ કીધુંચ. લે આએ તું લે. (પઈસા કાહડીને આપેછે)

**દાસી**—અરે નહીં સાહેબ નહીં, કંઈ નહીં, કંઈ નહીં. (લેછે) ખોદા તમુને સલામત રાખે, ને મારી રોજી પાકે.

**રોમ્યો**—તે વાર જોતી હોશે તું જા, હવે જલદી જજે અને તણીને વાકેફ કરી દીલાસો દજે.

**દાસી**—હાજી આએ હું ચાલી. (મોહડું ફેરવીને)

ખોદા તમારૂં કામ ઉતારે પાર,
નહીં તો રખે મારી ઉપર આવે ધાર.

(સીન બંધ થાયછે.)

---

# અંક બીજો

## દેખાવ ચોથો.

### કેપ્યુલેટનો બાગ

જુલ્યટ દેખાયછે.

**જુલ્યટ**—શું થયું, હજુર નહીં આવી ! દાસી તારૂં ભલું થાયરે, તું કયાં દટાઇ ગેઇ ! અરધા કલાકમાં પાછી આવવાની હતી, ને હજુર નહી આવી ! નવ વાગેનો ગઇચ, વખતે રોમ્યો

મલીઓ નહીં હોશે ? નહીં નહીં, એનામાંજ ચાલવાનું કઉત ક્યાં છે. મોહબતનો હલકારો એવો નહીં જોઇએ:-તેતો વીજલી કરતાં વેહલો, પવન કરતાં ચપળ, સુરજના કીરણ કરતાં તેજી, અને વીચારની ઝડફ કરતાં દસહજારગણો ઝડફુ હોવો જોઇએ. હવે તો બારનો સુમાર થયો, આખા ત્રણ કલાક વહી ગયા, પણ એ શું કરે બીચારી, એ જુવાન હોતે તો દરાની માફક ગગડી આવતે, પણ ઘરડું હાડ, વખતે રસતામાં દમ ભરાઇ આવીઓ હોશે તો થાક ખાતી ખાતી આવશે. મેંજ પેહલાંથી ભુલ કીધી હવે એકેક ઘડી, એકેક સદી જેટલી લાંબી લાગેચ. અરે તારૂં ભલું થાયરે દાસી. ! (દાસી દાખલ થાયછે)

હા હા, આવીતો ખરી! (આગલ ધસી જાયછે.) કેમ હેતવંતી દાસી કેવી ખબર લાવી.

**દાસી**—અરરર કમરના બાર કટકા, તારૂં ભલું થાયરે જુલ્યટ.

**જુલ્યટ**—પ્યારી દાસી, મેહરબાન, કંઈ નહીં, કંઇ નહીં, જરા થાક ખા, પણ જરા મને પેહલે કેહકે રોમ્યો તુને મળીઓ કે?

**દાસી**—અરે બાઇ, જરા થોભ, હું થાકી ગેઇચિ, મારો દમ નીકલી ગીઓ.

**જુલ્યટ**—તું અકરા ના હું તને દમ આપું.

**દાસી**—કોણને દમ આપેચ? શા વાસ્તે, મેં તારૂં કામ કીધું, ને મરતી, ને પડતી, ને ખરતી હું તારે ખાતર જઇ આવી, ત્યારે તું ઉલટી મને દમ આપેચ !

**જુલ્યટ**—(પસવાડાને) નહીં નહીં, દાસી, હું તુને દમ નથી આપતી, તું જરા થાક ખા, ને કેહ કે તું સારી ખબર લાવી કે માડી, એટલું તો કેહ મને પેહલે. કેમ તારૂં મોહડું કેમ દલગીર દેખાય? રોમ્યો મળીઓ કે નહીં ?

**દાસી**—મળીઓ તો ખરો, અને કેહચ કે * * * * * જુલ્યટ તારી માએ ક્યાંછે?

**જુલ્યટ**—(ચોરડાઇ) માએ ક્યાં વળી અંદર હોશે ! પણ મેહરબાની કરીને હું પુછુંચ તેનો જવાબ બોલની.

**દાસી**—હું બોલતી નથી તો મુગી બેડીચ? બોલાતું નથી તોપી બોલુંચ, ને તારીતો ખાતરમાંજ મલે નહીં.

**જુલ્યટ**—પણ તું મને સીધો જવાબ એકદમ પેહલે આપની.

**દાસી**—જોની, હું પેહલે ગેઈ, તેવાતો કોઈ ખોરીઆ, ખાપ-રીઆ, ને ઠોલીઆ, ઠપલીઆ, એક દમ મારી ઠકોર કરવા મંડી ગયા.

**જુલ્યટ**—એતો હોય; માઠીડાઓ તો મસકેરા હોય, પણ રોમ્યો શું બોલાઓ ?

**દાસી**—એ તો કંઇ તાપની ઝુમમાં કંઇ અગર, ને કંઇ તજ, ને લ-વંગ, એવું એવુ બોલે કે મને તો પુરૂં પાધરૂં સમજાણુંએ નહીં પડે

**જુલ્યટ**—ત્યારે તો મોહકાન, તુ જવાબ પાધરે પાધરો લાવી કે ભાગું તુટું સાંભળીને આવતી રહી ?

**દાસી**—નહીં નહીં; જુલ્યટ ગભરા ના, બેસ. ઉતાવળ ના કર. રોમ્યો કેહ કે આજે પાછલા પોહરના તું કંઇબી કરીને આવજે, પણ જુલ્યટ તેં નાસતો કીધો કે ?

**જુલ્યટ**—વચમાં નાસતાની કયાં વાત લાવેચ ? રોમ્યોની, વાત કેહની—મને કયાં બોલાવીચ?

**દાસી**—તુને ફ્રાયર લોરેનસના જુંફડામાં હલુસે બોલાવીચ, ત્યાં તે તુંને ખચીત મલશે, અને પછી તમો બન્નેનુ જોડું બ-નસે. હેં હવે કેવી ખુશી થઈ?

**જુલ્યટ**—વારૂં દાસી તારો મોટો ઉપકાર માનુંચ, તું સદા મારી ઉપર મેહરબાનછે, તું જે ખુશ ખબર લાવી તેનો બદલો તુને આપ્યા વગર રેહનાર નથી. (જતાં રેહછે)

# અંક બીજો

## દેખાવ ૫ મો

### લોરેન્સનું જુંફડું

(લોરેન્સ અને રોમ્યો દેખાયછે.)

**લોરેન્સ**—ઓદા પાડજે પાર, આએ નેકીનું કાંમ,
ન નીકલતું કદી કાંઈ માઠું પરીણામ.

**રોમીયો**—આમીન, આમીન થાઓ દુઆ તારી નેક;
પણ પરવા ન કરૂં પડે પીડા હરેક;
નેકાના નેક ગાંઠથી જોડ જુલ્યટની સંગાત;
પવીત્ર દુઆથી તું મેળવ હમારા હાત.
પછી ચાહે તેવી આફત આવી પડે મુજપર;
અગર મોહબતની જો દેખાડે ડરામણો ડર;
તોબી જીગરમા ન રાખું ચીંતા હું ભારી;
બસ, જુલ્યટને હું કેહું એક વાર મારી.

**લોરેન્સ**—ભાઈ, મુરાદ તારી ભારી નેકછે, પણ આપણે જોઈએચ કે જેઓ બહુ જુસસાથી મેળાપ યા સંજોગ મેળવેચ, તેઓ ઝાઝો વાર નીભતાં નથી; જેમકે આતસ અને દારૂગોળો જેવો એક દમ પોતાનો મેળાપ જુસસાથી કરેચ, તેવોજ મોહબતની ચુંમીનો મોટો અવાજ નીકળી તેઓ ખાખ થઈ જાયછે. એ પરમાણે ઈનસાનની મોહબતનો જુસ્સો સમજવો. વળી ખુશનુમાં ફુલોના અંતઃકરણમાંથી નીકળતો મધુર રસ—જે મધ, જે ઉપર હજારો ભમતી માંખ કુરબાન થઇ ફરતી ફરેછે, તે પણ ઝાઝું ચાખ્યા કીધું હોય તો, અકારૂં થઈ પડેછે, અને જડરા ગણી મંદ થાએછે. વાસતે જુવાન મીત્ર, મારી સલાહ એજ માનવી, કે મોહબતમાં સદા મધ્યમ રેહવું, કે જેથી તે કાયમ રેહે: પરણીઆ પેહલાં જુવાન જોડું મોટી ઉલટ અને ઉંદા ઉમેદ રાખેચ ખરી, પણ તેઓ તે ટકાવી શકતાં નથી. (જુલ્યટ દેખાયછે.) હા હા લે, તારી ઉમેદ સામી આવેચ.

**જુલ્યટ**—બુઝોરગી ભરેલા મેહરબાન દોસ્ત તારૂં ઘડપણ સુખી રેહજો. (નમેછે)

**લોરેન્સ**—બેટી, તુંને જોઇને મને મોટી ખુશાલી ઉપજેચ, તારાં નેક કદમથી મારૂં ગરીબરૂં જુપડું પવીત્ર થયુંચ.

**રોમીયો**—તારી મેહરબાનીનો ઉપકાર માનવાને હમો બન્નેની જબાંમાં તાકાત નથી.

**લોરેન્સ**—ઉપકાર મારો શાનો? ઉપકાર તે સર્વમાયાળુ સાહેબનો માનો, કે જેણે તમો લાયકીવાળાં જોડાંને નેકાના નેક ગાંઠથી જોડવાને મને આજે તક બક્ષી.

**જુલ્યટ**—ખરૂં, પણ તારી મેહરબાની નહીં હોતે તો તે તક મેલવવાની તાકાત કોણ ધરાવતે?

**રોમ્યો**—જુલ્યટ, તું બોલેચ તે બરહકછે, આપણા બુઝોરગ મીત્રની મેહરબાની નહીં હોતે તો આપણી ઉમેદ બર આવવાને મોટી મુશકેલી પડતે. હવે આજના આપણા મેલાપથી જેટલી ખુશાલી મારાં હૈડાંમાં ઉપજેચ, તેટલી તારાં જીગરમાં જાગરૂત થાય તો તે ભેગી ખુશાલીનો વોસ્તાર આખી પૃથ્વીને માપી શકે, એટલુંજ નહીં, પણ આકાશના ઘુંબચને પણ ઘેરી લેતાં વધી પડે, એમ હું માનું છું.

**લોરેન્સ**—ચાલો, હવે ઇશ્વરના માગી આશીરવાદ, તમો ધણી ધણીઆણીના હાથ નેકાના નેક ગાંઠથી બાંધી, તમારૂં કામ પાર પાડી આપું.

(જતાં રેહછે.)

---

# અંક ત્રીજો.

## દેખાવ પેહેલો

### એક જાહેર જગો

(મરકુશયો અને બેનવોલ્યો આવેછે.)

**બેનવોલ્યો**—ભાઈ મરકુશયો, મેહરબાની કરી ચાલ, જલદી ઘેર જતા રહીએ, કારણ કેપ્યુલેટવાળાઓ બાહેર ફરતા ફરેછે. તેથી ધાસતી લાગેચ કે રખેને રસ્તે કોઈ મળી જાય તો ઝપાઝપી થઈ જાય. વળી તાપબી ખુબ પડેચ, તેથી આપણને જોઇ તેઓનું લોહી તપી ગયાથી તેઓ ઘેલા બનીઆ વના રેહનાર નથી.

**મરકુશીયો**—બેનવોલ્યો, તું તો ખરેજ પેહલવાન જણાયો. જયારે મોહડાં ઉપર માખ ભમે ત્યારે તેને એકદમ શમશેરથી જખેડ કરવા જાય, ને જયારે હરરતા દુશમનો સાંબે આવતા જ-

ણાય ત્યારે તો તું કેહશે કે તલવાર ઘસવાનીછે, એવી જબરી કલા, ને મોહટી બાહદુરી.

**બેનવોલ્યો**—શું હું એમ કરૂંચ ?

**મરકુશીયો**—તો બીજું શું ! કેપ્યુલેટ તરફનાં કુતરાંઓ બાહાર નીકળીઆંચ તેથી તો ઉલટું ખુશી થવું જોઇએ, કે એકુ બેનો શીકાર કરીએ. તારી વાતતો ભાઇ ઓરજછે. તારી દલેરીના દાખલા કહી સંભળાઉ ? તે દા'રે રસ્તે ચાલતાં એક બુઢો ડોસો હાંસીઓ તેને તેં હાંસા મારીઆ—એક ગરીબ મજુર લાકડાની ચીર પાડતો તો તેની ઉપર તું ચીરડાયો—થોડા દાહડા ઉપર એક મજુર બોજો ઉતારી દમ ખાતોતો તેને તેં દમ ભરાવીઓ—એક રાહધારી રસ્તાની ધાર ઉપર ચાલતો ગાલ ઘવડતો તો તેને તેં ગાળ દોધી—એક મોચી વાંકો વળી સીવતો તો તેની તેં બોચી પકડી—એક કુતરો ડારમાં સુતેલો હતો તેને તેં નાહક ડાર કીધો—અરૂ એક બીચારો માંદો માણસ ઉલટી કરતો તો તેની ઉપર દયા કીધાને બદલે ઉલટી લાત મારી એવી તારી દલેરી ! તું કેહતો હજાર બીજા દાખલા આપું ?

**બેનવોલ્યો**—ભઈ મારીતો રીત એજ કે કોઇ મને નહીં મારે તો હું સારાં ગામને મારૂં.

**મરકુશીયો**—હા, હા, ત્યારે તો તું શમશેહર બાહદુર ખરો.

(એવામાં ટાઇબોલ્ટ અને બીજાઓ આવી લાગેછે.)

**બેનવોલ્યો**—અરર, જે બલાથી નાસવા માંગતાતા તેતો સાંબેજ આવી.

**મરકુશીયો**—અરે મરવા દની, એવાંતો કુતરાં મારૂં ઘણાબી મલશે, એવાની દરકાર કોણ કરેચ ?

**ટાઈબોલ્ટ**—(પોતાના સાથીઓને) તમે આસતે રહી મારી પાછળ આવો, હું છેરતી શોધુંચ. શેઠો જરા વાત સાંભળશો ? હું કંઈ બે બોલ કેહવા માંગુચ.

**મરકુશયો**—અમથી વાત ? નહીં નહીં, વાતની સાથ લાત ને બોલની સાથ ઢોલ હમે લેવા માંગીએચ.

**ટાઈબોલ્ટ**—એ વાત પણ થશે, જરા ધીરજ ધરો, જરા તક મલવી જોઇએ.

**મરકુશીયો**—હા, તક નહીં મલેતો કેઆમતમાંતો મલવાનીજ

**ટાઈબોલ્ટ**—મેં સાંભલીઉકે તમો તો રોમ્યોના નાગીચા દોસ્ત થાગોચ; અને નાચરંગમાં બહુ ફરોચ?

**મરકુશીયો**—અરે નાચ રંગના તો હમો એવા ખેલાડી છઈએ કે હમો આહીએ તેને હથેલી ઉપર નચાવીએ. કેમ તમારી મરજીછે? કેહતા હોવો તો તમુને પણ અહીંને અહીંજ ગજગજ ઉંચે નચાવીએ, ને કુદાવીએ અને વળી અહીંજ બીછાવીએ.

**બેનવોલચો**--અહીંતો બધા લોક આપણને જોયચ, નવરી જગોએ જઇ તકરાર કરીએ.

**મરકુશીયો**—તકરાર શું કરીએ? એ લોકોના તાકા ઘડી કરીએ.

**ટાઈબોલ્ટ**—અરે જાની ભુજી ખાઉ ભઠીઆરા.

**મરકુશીયો**—ભઠીઆરાજ ખુબ તલી શેકશે, ને ગરમ ગરમ સોટા જમાડશે તેઆરેજ તમારૂં પેટ ધરાશે, તે શીવાએ તમો સંતોશ પામનાર નથી.

(એટલામાં રોમ્યો આવેછે.)

**ટાઈબોલ્ટ**—બસ હવે, તમારી સાથ મને કંઈ કામ નથી; જેની ઉપર મારે કીનો લેવો હતો તેજ શખ્સ, આયોચ રોમ્યો, હવે તું મારા સપાટામાં આયો (મુકી બતાવેછે.) તારે વાસ્તે હું એટલો ધીક્કાર અને કીનો રાખુંચ કે બસ, તું મારી સાંમે મેદાન ઉતર, ચંડાલ!

**રોમ્યો**--ટાઈબોલ્ટ હું તારી સાથે જરી જુદાઈ ધરાવતો નથી, અને તેથી હું તુને ધીકારીઆને બદલે ઉલટો ચાહુચ, ચંડાલ હું નથો તાગ જેટલો, ને વળી મેં તુને કોઇ દાહડો પણ હેરાન કીધો નથી.

**ટાઈબોલ્ટ**—પોરીઆ, નરમ સખુનથી તું છટકી જવા માંગેચ, તે બનનાર નથી. બસ, મારી સાંમે આવ, હું તને છોડનાર નથી.

**રોમ્યો**—હું કસમ લઈને કેહુંચ કે કેઇ દાહડેબી મેં તારા માંથાના બાલને પણ અપમાન આપીઉં નથી, તું જેટલો ધીકાર મારી ઉપર ધરાવેચ તેટલો ચાહ હું જીગરમાં તારા વોશે રાખુંચ, અને તેનું કાંઈ કારણછે, જે તું આસતે આસતે પોતાની મેલે જાણશે, વાસતે મેહરબાન ટાઇબોલ્ટ તારો ગરમ મીજાજ થંડો પાડ એવી હું વીનંતી કરૂંચ.

**મરકુશયો**—વોનંતી કોણની, આએ બેબુનીઆદ કુતરાંઓની! અરે ઓ ટાઈબોલ્ટ તું શું ગધેડાંની માફક અરાડી આએ પોરયાને દમ ભરાવા આયોચ? તું મારી સાંબે આવ.

**ટાઈબોલ્ટ**—તારી સાથ મને કંઈજ કામ નથી. તું શું માંગેચ?

**મરકુશયો**—એ બેબુનીઆદના બાદશાહ, હું તમારા માહેલા એક જણનો જાન લેવા માગુંચ. તમો બધાઓને ચમટીમાં ચોળ નાખું તોજ હું મરકુશયો ખરો.

**ટાઈબોલ્ટ**—મરકુશયો! અરે ઓ મરકુટીઆં, તુને તાણ ઘણુંછે; તાણ જોઉ તારૂં કોઈતું, ને જોઉ ચાલ આવ મારી સાંમબે

(પોતાની તલવાર એંચેછે.

**રોમ્યો**—અરે ભાઈઓ, તમોને ખબર નથી શાહે સાફ મના કીધીચ કે રસ્તામાં કોઇએ મારામારી કરવી નહીં? એકવાર તો સઘળાઓને માફ કરી જતા મેલ્યા; હવે સખત શીક્ષા થયા વના રેહનાર નથી, વાસતે મારામારીની વાત મુકી દેઓ.

**મરકુશયો**—બસ, હું કંઇ સમજનાર નથી.

(મરકુશયો અને ટાઇબોલ્ટ મારા મારી કરેછે તેમાં મરકુશયોને જખમ દઇ ટાઇબોલ્ટ નાસી જાયછે)

અરરરર! મને જખમ લાગો! ઓ ખોદા મારો જાન જાયચ, તમારા બેઉના કુટુંબના કંકાસ વચ્ચે મારોં કુટંબો થઇ ગયો. અરે એ કયાં નાહો!

**રોમ્યો**—ભાઇ મરકુશયો, જખમ શું ઘણોજ જબરો લાગોચ?

**મરકુશયો**—જખમ કંઇ કુવા જેવડો ઉંડો કે ભાગર જેવડો પોહળો નથી, પણ હવે મારો આંકો આવી રહેયો, ભાઈ બેનવોલ્યો મેહરબાની કરી મને જલદી ઘેર લઇ જા.

(મરકુશયોને લઇને બેનવોલ્યો જતો રેહછે.)

**રોમ્યો**—અરર અફશોસ! મારો જાની દોસ્ત, ને શાહનો ખેશી હીંમતવાન મરકુશયો, મારે ખાતર જખમી થયો! અરે ઓ નાપાક ટાઇબોલ્ટ, તું મારી જુલ્યટનો ખેશી નહીં હતતો આજે હું તારી સાથ નરમ નહીં રેહતે; પણ શું કરૂં, જુલ્યટને ખાતર તુને મેં જતા મેલીઓચ, તણીની મધુર મોહબતે મારાં કઠણ

હેડાંને પોચું પાડી નાખ્યુંચ, તેથી તારી સાંમએ હું નરમાસ રાખી ઉભો રહુંઓ.

(બેનવોલ્યો પાછો આવેછે.)

**બેનવોલ્યો**—રોમ્યો, રોમ્યો, અફશોસ, બાહદુર મરકુશયો મરણ પામ્યો, તેનું તેજી રૂહ આ ફાની દુન્યાં તજી આકાશ જઈ પોંહતું.

**રોમ્યો**—આજ રોજનો માઠો બનાવ પાછળથી મોટી ખરાબીની નીશાન બતાવેચ, એમાં શક નહીં. ટાઇબોલ્ટ, તારાં બુરાં કાંમનો બદલો હું આપ્યા વના રેહનાર નથી.

(ટાઇબોલ્ટ પાછો આવેછે.)

**બેનવોલ્યો**—લે નામ દેતાને વાર પોતેજ પાછો આવેચ.

**રોમ્યો**—(ગુસ્સામાં)

ઓ નાપાક, નામરદ, નાતરસ નાદાન !
નાહક મારા મીત્રનો લીધો તેં જાન !
હવે મારી નરમાસ, તુંને છેલી સલામ,
તારૂં પણ આકાશમાં કરી આપું કામ. (ટાઇબોલ્ટને.)
આંખમાં આંણી ઝેર, દીલમાં દાબી કેહર,
બાહદુર મરકુશયોનું લેઉં હવે વેર.
ટાઇબોલ્ટ ! મરકુશયો જોયેચ તારી રાહ,
સોબત તારી સંગરવા રાખેચ તે ચાહ.
તુંને નહીંતો મને જવું પડશે તેની પાસ,
આપણ બેઉમાંથી એકનો થવા જોઇએ નાશ.

**ટાઈબોલ્ટ**—રોમ્યો હું જાણતોતોજ કે તું મરકુશયોની દોસ્તી છોડનાર નથી, તેને એકલો તું રેહવા દેનાર નથી, વાસતે તારી ખાસ મરજીછે તો તુંને પણ તેની સોડે પોંહુચાડી આપું.

**રોમ્યો**—હવે જોઈએ તું પોંહચેચ કે હું.

(તેઓ બેઉ જણ મારામારી કરેછે, તેમાં ટાઇબોલ્ટ સજડ ઘાહેલ થાયછે.)

**બેનવોલ્યો**—રોમ્યો નાસ, જીવ લેતો નાસ, ટાઇબોલ્ટ ઠાર થઈ ગયો. મારામારી જોઇ લોકો દોડી આવશે, ને આપણે સપડાઈ જઇશું-રખે શાહને ખબર થાય તેની ધાસતી લાગેચ.

**રોમ્યો**—હા, ચાલ નાસોએ.

(જતા રેહછે.)

# અંક ત્રીજો.

## દેખાવ બીજો.

### કેપ્યુલેટના ઘરનો એક ઓરડો

(જુલ્યટ એકલી બેઠેલી દેખાયછે.)

**જુલ્યટ**—ઓ, આસમાનના બીલોરી રસ્તામાં દોડતા તેજ ઘોડાઓ, દોડો જલદી, કુદો સીતાબીથી, ચારે પગે અને દીવસને આથમ તરફ પોતાને ઘર પુગાડો, રળીઆમણી રાતને એકદમ ઘસડી લાવો. કયારે રાત આવે! કયારે પ્યારા રોમ્યોને લાવે! કયારે તે આવી લાગે બેમાલમ, અને મારી તણાઈ રહેલી આંખને તાહડક આપે! આવ વાહલી રાત, વેહલી આવ, હવે જાજો વીલમ ના લગાડ તું—કાળી કામળ ઓઢી; સીતાબીથી આવી પુગ, કે તારા અંધારા ઓથા તળે આશરો લઇ મારો રોમ્યો મને આવી મળે.

(દાસી દેખાયછે. હાથમાં દોરડાં લઇને.)

અરે દાસીજ આવી પુગી; જોઇએ કેહવી ખબર લાવેચ! વળી હાથમાં શું લેતી આવેચ? કેમ વાહલી દાસી કેહવી ખબર લાવેચ, તારા હાથમાં એ શું? કંઇ રોમ્યોએ તુંને લાવવા કહયુંતું?

(દાસી દોરડાં ફેંકી દેછે અને પસ્તાઇ પડેછે.)

**દાસી**—ખરાબ, ખરાબ, ખાનું ખરાબ, નખોદ, સત્યાનાશ; અરરર બહુ ખોટું! નખોદ થાયરે તારૂં, એ શું કીધું.

**જુલ્યટ**—કેમ શું છે,દાસી કંઈ કેહશે? તારા હાથ શાના મસલેચ?

**દાસી**—મોહકાણ, મોહકાણ, જબરી મોહકાણ.

**જુલ્યટ**—શું છે શું, શાની મોહકાણ, કંઇ કેહશે?

**દાસી**—બાઇ પેલો મરી ગયો, જુવાન જોત, કેહવો ખુબસુરત! તેં ખરાબી કીધીરે રોમ્યો, પ્યારા જાનની ખરાબી કીધી, ખોદા તારૂં શું ભલું કરશે.

**જુલ્યટ**—અરે ખોદા! એટલીવારમાં રોમ્યોને શું થયું? અરે મારા નસીબ, તું નાહક મારી અદેખાઈ કાગ કરેચ? દાસી,

મેહરબાન દાસી, શું થયું, જે હોય તે કેહની, શું રોમ્યોએ આપઘાત કીધો?

**દાસી** આપઘાત નહીં, પણ ઘાત કીધો. મરી ગયો તે બીચારો મેં પોતે આવો મોટો જખમ તેના દીલપર મેં દીઠો. અરર ટાઇબોલ્ટ, તારૂં કમોહતનું મોહત! ખોદા તુંને સારી જગો બખશે. રોમ્યો રોમ્યો તુંને એ છાજતુંતું નહીં.

**જુલ્યટ**—અરે એ તોફાન શું બનયું, તે બરોબર કેહની! મરી કોણ ગયું—રોમ્યો કે ટાઇબોલ્ટ?

**દાસી**—બાઈ, જુલ્યટ, એક જણ મરી ગયો, ને બીજો ચાલયો ગયો. ટાઇબોલ્ટ મરી ગયો, ને રોમ્યો ચાલયો ગયો. રોમ્યોએ ટાઇબોલ્ટને મારી નાખ્યો તેથી રોમ્યો તરીપાર ગયો.

**જુલ્યટ**—હા, હા, ઓ ખોદા, અરર રોમ્યોએ ટાઇબોલ્ટને મારી નાખ્યો! અરે વાહલા પીત્રાઇ તું બેહસ્ત પુગો! અફશોસ વાહલા રોમ્યો! તેં આ શું મોહકાણ કીધી! એ પ્રમાણે એટલી વારમાં તું એવો જનુની જહવેર, ફીતુરી ફરેસતો, દીલપસંદ દેવ, ખુબસુરત ખુની, શોભઇતો વેરી જણાયો! એ પ્રમાણે રોમ્યો, તું કબુતરનાં પીછાંમાં કાગ, ગેટાના વેસમાં વાઘ, મોહબતનો મીઠો નાગ માલમ પડયો!

**દાસી**—જુલ્યટ, હજુર તુંને શીખવાનું છે, તેં પુરેપુરૂં જોયું નથી, કે મરદો મકરબાજ, કામસર મોડા, ગરજ સરી એટલે કડવા જેહર, દયાનતમાં બદ, વચનમાં ખોટા, એક બારગી ભુતપર ભરૂંસો રાખેલો ભલો, પણ મરદપર રાખેલો માઠો, અફશોસ, અફશોસ! અરે રોમ્યો! નફટ, નકટા, બેગુનીઆદ, બેશરમ!

**જુલ્યટ**—ખબરદાર! તારી જબાંમાં નીકળશે પાઠું! શા વાસતે વાહલા રોમ્યોને બોલેચ માઠું! એ નર કંઇ નફટાઇ ભરેલો નથી. પણ ખરાં માન અને મોહબતને લાયકછે. હુંબી કેહવી મુરખ કે ગુસ્સામાં એને અપમાન ભરેલા શબ્દો બોલી.

**દાસી**—જુલ્યટ, ઓ નાદાન, તુંને એટલું નથી ભાન, કે જેણે તારા પીત્રાઇનો લીધો જાન, તેને વીશે તુંને ભલું બોલવું ઘટે?

**જુલ્યટ**—ત્યારે શું હું મારા ભરથારને ભુંડું બોલું? એમ

મને ઘટે? હા, મારા સરદાર અને સાહેબ, હું તારી તરણ કલાકની પરણીઆણી ચુકથી તારા નામને અપમાન આપી ચુકી; તે આપ્યું તે કંઈ નહીં આપયું થવાનું હતું! પણ શાવાસતે, ઓ લુચ્ચા મારા પીત્રાઇને તેં ઠાર કીધો હશે? નહીં; નહીં; બરોબર, નહીં તો લુચા પીત્રાઇએ મારા ભરથારને ઠાર કીધો હતે. ઓ મારા ખોદા! મારા ખાવંદને તેં બચાવ્યો, તારો કેટલો આભાર! સીતંમના સરોવરમાંથી આંખને રસતે નીકળતી ખારી નદીઓ, તમો પોતપોતાને ઠામે પાછી જાઓ, (પોતાની આંખ લુછેછે.) તમારા દીલાસાની મને કંઇ જરૂર નથી, મારો ભરથાર બનચ્યો, એજ મોટો દીલાસોછે. પણ એક બોલ તું બોલી તે બહુ ધાસતી ભરેલો અને દીલ ફાડે તેવોછે—તે બોલ દસ હજાર ટાઇબોલ્ટના ખુન કરતાં વધારે ખેદકારકછે.

**દાસી**—એવો તો બોલ હું કંઈ બોલીજ નથી.

**જુલ્યટ**—તું બોલી કે રોમ્યોને તરીપાર કીધો! તરીપાર! ઓ! ત્યારે તો મારાં દુખનો કંઈ પાર નહીં. પછી હું એને કયાં જોઉં! તરીપાર એ વીચારજ મને મોટા વમળમાં નાખેચ; તું એક બારગી એમ કેહ કે ટાઇબોલ્ટ મુઓ, મારાં સર્વ સગાંવાહલાં ગુમ થયાં, દુનીઆ સઘલી ડુબી ગઈ, પણ તરીપાર રોમ્યો થાય એ વાત મારાથી નહી સાંખી શકાય. અગર એમજ હોય કે રોમ્યોને ખચીત તરીપાર કાહડવાનોજ હોય, તો બેહતરકે મારી હસતી મારે હાથે હું ખતમ કરી ચીંતાનો નીવેડો લાઉં. દાસી હમણા મારો બાપ અને મારી માય કયાંછે?

**દાસી** તેઓ તો ટાઇબોલ્ટની માહતમમાં ગુંથાયલાંછે. તુંબી ત્યાં જવાની હોયતો ચાલ આપણે જઇએ.

**જુલ્યટ**—શું તેઓ તેનો જખમ પોતાનાં આસુંથી ધોવા ગયાચ? જયારે તેઓનાં આસું સુકાશે, ત્યારે રોમ્યોના તરીપાર થવા વીશે મારા આંખના ઝરા તાજા થશે.

**દાસી**—જુલ્યટ તું ઘભરા ના, હું ખબર કાહડું કે રોમ્યો હાલ કયાંછે, તેની મુલાકાત તુંને દીલાસો આપશે. હું ખાતરીથી કેહુંચ કે તે હાલ ફ્રાયર લોરેન્સના ઝુકડામાં હશે. તું કેહતો ત્યાં જઇને તેને મળી આઉં, અને તારી છેલ્લી ભેટ લેવા આવવાને કહી આઉં,

**જુલ્યટ**—હા; મેહરબાન દાસી તું જઈ આવ, અને આ વીંટી લેતી જા, એ મારા સરદાર અને હૈડાંના હારને આપજે અને કેહજે કે કંઇબી કરીને તું આજ રાતે મને મળયા વગર રેહતો ના, કેહજે કે કંઈબી કરીને આવજે—એક માંખ થઈનેબી મને મળી જજે, તુને પાંખ આપશે ખોદા.

---

# અંક ત્રીજો

## દેખાવ ત્રીજો

### ફરાયર લોરેનસનું ઝુંપડું.

લોરેન્સ અને રોમ્યો દાખલ થાયછે.

**લોરેન્સ**—આવ, અહીંઆ આવ, ઓ ભયંકર આદમી, મુસીબત તારી ઉપર મોહીત પડીચ, અને સર્વ જાતનાં સંકટ તારે છેડે બંધાઇ તારી સાથ ચાલવા માંગેચ.

**રોમ્યો**—પણ શાહે મારી ઉપર શીક્ષાનો હુકમ કેઈ જાતનો મારીઓ તેતો મેહરબાની કરી મને પેહલે જણાવ; તારાં મોહ ઉપર દલગીરી એટલી બધી કેમ જણાયચ?

**લોરેન્સ**—બેટા, મારી દલગીરીનું કારણ તું પોતેજ છે. શાહે તારી ઉપર જે શીક્ષાનો હુકમ કીધોચ તે તુને કહી સંભળાઉં તે સાંભળ.

**રોમ્યો**—જેમ નસીબના લેખ સદા સખત, તેમ શાહોના હુકમનામા શીક્ષામાં બહુ સખત હોયછે, તેતો હું અસલથીજ જાણું ચ, અને તેમજ મારી ઉપર થયું હશે.

**લોરેન્સ**—નહીં નહીં, શાહે તારી ઉપર રહેમ કરી હલકામાં હલકી સજાનો હુકમ કીધોચ, તે ચાહતે તો તુને એકદમ ગરદન મરાવતે, પણ તારી જુવાની ઉપર નજર કરી તેણે તુંને ફકટ તરીપાર કાહડવાનો હુકમ આપ્યો છે.

**રોમ્યો**—(ચોંકીને) હા! હા! ભલા દોસ્ત તરીપાર કરી ના કેહ! એટલી સખત શીક્ષા! ઓ મારા ખોદા! એમ કેહ કે મને મારી

નાખવાનો હુકમ થયોચ, કારણ, તરીપાર રેહવામાં જે અપાર સંકટો સેવવાં પડે તેનો હજારમો ભાગ પણ મોહતમાં મળે નહીં. વાસતે મેહરબાની કરી તરીપાર એ શબ્દ બોલતોજ ના.

**લોરેન્સ**—ત્યારે બીજા બોલોમાં બોલું? તુને દેશનીકાળ કરવાનો હુકમ થયોચ.

**રોમ્યો**—જેહર, અને વીખ, જેમ એકનું એક, તેમ તરીપાર અને દેશનીકાળ બેઉ તેનું તેજ. દેશનીકાલ થયા કરતાં પ્રાણનીકાળ થવું હું વધારે પસંદ કરૂંચ, કારણ તેથી જીંદગીની સઘળી જંજાલ નો નીકાલ થાયચ.

**લોરેન્સ**—અરે ભલા માણસ, ફકત તુને વીરોના શેહરમાંથીજ બાતલ કરવાનો હુકમ થયોચ; વીરોના શીવાય બીજા સઘળાં શેહેરો, જેમાં વળી કેટલાંક હજારો દરજે સરસ, તેઓ તારે માટે ખુલ્લાંછે.

**રોમ્યો**—નહીં નહીં. વીરોના શીવાય બીજું શેહેર નહીં ધારૂં,
વીરોના શીવાય બીજું સર્વ છે અકારૂં.
પૃથ્વી પર વીરોનાજ પ્રોય શેહેર મારૂં,
વીરોનાની બાહર સર્વ છે દોજખ ને અંધારૂં.
માટે વીરોના શેહેર છોડી જવું તરીપાર,
તો બેહસત છોડી દોજખમાં જવું છે યાર.
સોનાના કોહાતાંથી તું કાપેચ મારૂં ધર,
પછી ખરખર તું હસે છે મારાં દુખની ઉપર.

**લોરેન્સ**—ઓ ટુંકી અકલ! ઓ નાદાન બુધી! સારૂં માઠું સમજવાની નથી તુંને શુદ્ધી. તુંને શાહે મોટી રેહમદીલીથી હલકામાં હલકી સજા કીધીચ.

**રોમ્યો**—નહીં, નહીં, ભારીમાં ભારી, સખતમાં સખત, નીરદયમાં નીરદય; જયાં પ્યારી જુલ્યટ નહીં ત્યાં મારૂં જીવતર છે રદ. જુલ્યટને છોડી વેગળું જઇ રહેવું, એ જેહાનને છોડી પેલે જેહાન જઈ રહેયા બરોબર છે. અતરે વીરોના શેહેરમાં નજીવાં જેવાં પ્રાણી, જેવાં કે ઉંદર, બીલાડાં, ને કુતરાં પણ છુટાં રહી બેહસ્તના આશીરવાદ ભોગવે, અને રોમ્યો જેવો પરગામ રખડે, ત્યારે રોમ્યોનું જીવતર રદ નહું? ઓ પવીત્ર બુદ્ધીના મરદ, વીચાર કર, કે એક

માખ પણ છુટાપણું ભોગવી જ્યારે ચાહે ત્યારે જુલ્યટના ખીલતા ચેહરાં ઉપર બેસી દે, અને જુલ્યટનો દીલદાર દોસ્ત, અને સાચો સાથી તેણીનો ચેહેરો જોવાનેબી ટંગાઈ રેહે, એ કેમ બને? એ દુખ કેહેવું! તે ઉપર વીચાર કરે તો દેશનીકાળ એ શબ્દ તું ફરી કાહડેજ નહીં.

**લોરેન્સ**—રોમ્યો, સંકટ સોસવાને ફીલસુફી તુને શીખવું, ધીરજ અને ધર્મ એ બેઉ જાદુઈ જીનસો તારી સાથે સાચવવાને યુક્તી તુને બતાઉં, તો ચાહે તેવાં સંકટ આવી પડે તારી ઉપર, તોબી તું સંતોશી રેહશે, અને પોતાને તું વીસરી જશે.

**રોમ્યો**—આગ લગાડ તારી ફીલસુફપર, અગર ફીલસુફી જો જુલ્યટ બનાવી નહીં શકે તો; જાહનમમાં નાખ તારી ફીલસુફી અગર ફીલસુફી એક શાહનો હુકમ ફેરવી નહીં શકે તો.

**લોરેન્સ**—છટ, છટ, ઘેલાઓના કાન સદા ફુટેલા હોયછે.

**રોમ્યો**—નહીં, નહીં, બુઢાઓની આંખ સદા જાંહખી રેહેછે, કે જેથી જુવાનીઆઓની ઉપર જરાબી દયાથી જોતાજ નથી. અગર આ વખત તું જો રોમ્યો હોય, અને જુલ્યટ સાથ નેકા કીધાને ફક્ટ એકજ કલાક થયો હોય, તેટલામાં એક ટાઈબોલ્ટના અકસમાત ખુનથી તુને દેશનીકાળ કાહડવાનો હુકમ મળ્યો હોય, તો તું તો માથેના બાલેબાલ પીખી નાખે, કપાલ કુટી કટકા કરે, અને મારી માફક નીચે પડી કબર ખોદાવવા જમીનનો માપ લે. (રોમ્યો નીચે તુટી પડેચ—કોઇ બારણું ઠોકેછે.)

**લોરેન્સ**—ઉઠ, રોમ્યો, ઉઠીને ભરાઇ જા, કોઇ બારણું ઠોકેચ.

**રોમ્યો**—આવવા દે જે આવે તેને, મરવા હું તો તૈયાર છું તો પરવા કોણની કરૂંચ હવે. (બારણું પાછું ઠોકાયછે.)

**લોરેન્સ**—એ કોણછે? સબુર સબુર.

(દાસીનો અવાજ અંદરથી નીકળેછે.)

**દાસી**—મેહરબાન, જરા બારણું ઉઘાડો હું જુલ્યટ તરફથી આવીચ. (લોરેન્સ બારણું ઉઘાડેછે, દાસી આવેછે.)

પુર પવીત્રાઇના સાહેબ, મારી બાઈનો સરદાર રોમ્યો ક્યાં છે?

**લોરેન્સ**—પેલો, ભોંયપર પોતાના આસુના ઘોતમાં ગરકાવ થયલો પડેલો જોયચ.

**દાસી**—અરર, એમજ મારી બાઈ પણ એજ પ્રમાણે ઉંધે મસ્તક પડેલીછે.

**લોરેન્સ**—અફ્શોસ, દુખ દાયક દેખાવ! અફ્શોસ બુરા બનાવ!
(દાસી રોમ્યોની આગળ જાયછે.)

**દાસી**—સાહેબ ઉઠો, ખોદા સારૂં કરશે, ઉઠી ઉભા થાઓ, ને હીંમત ધરો, એ પ્રમાણે નાહીંમત થઈ નામરદ ના બનો—જુલ્યટને ખાતર ઉઠો, અને તેણીની ઉપર વીચાર કરો.

**રોમ્યો**—એ કોણ દાસી?

**દાસી**—હા, સાહેબ હુંજ, તમો જાણોચ કે મરવુ તો સર્વને છે, મોહલત વના કોઇનો છુટકો છે?

**રોમ્યો**—પણ જુલ્યટ કેમછે, તે શું કરેચ, તેણીની કેહવી, ખબર? આએ માઠા બનાવથી તે મારી ઉપર ભારી ક્ફા થયલી હશે, પોતાના ખેશીના ખુનીથી તે મનમાં ભારે ખેદ પામતી હશે. અને મારી ઉપરથી મધુર મોહબત કડવી કરી ઉતારી પાડી હશે.

**દાસી**—સાહેબ, નહીં, એમ નથી, તે કંઈબી બોલતી નથી, કે ચાલતી નથી. પણ દમ બાંધી રડયાજ કરેચ. જરાવાર પોતાના બીછાના ઉપર પડેચ, પછી જરા વારમાં ચોંકીને ચમકી ઉઠેચ; પછી ટાઇબોલ્ટ કરી પોકાર મારેચ, વળી જરા વારમાં રોમ્યો રોમ્યો કરી બુમ પાડેચ, અને પાછી બીછાના ઉપર પડેચ.

**રોમ્યો**—જે મીસાલે રોમ્યોની તલવારનો ઝટકો ટાઇબોલ્ટને લાગો, તે મીસાલે રોમ્યોના નામથી જુલ્યટના દીલમાં દુખદાયક ઝટકો લાગતો હશે. અરે પ્યારા પીરમરદ, તું મને કેહ કે રોમ્યોનુ નામ કીઆ ભાગને કેહવાઇ શકાય, કે તે ભાગને તરત આએ મારી સમશેરથી તતકાળ તારાજ કરી નાખું. (તલવાર ખેંચેછે.)

**લોરેન્સ**—ખબરદાર! મેઆન કર તારી તલવાર! તું ઇનસાન છે કે કોણ! તારી સોકલ કહી આપેચ કે હા, તારાં આંશું ઉલટું તારૂં બાયળાપણું બતાવેચ, અને આએ ખેંચેલું કોઈતું તારો હુલડાઇ બતાવેચ. બીજું કાંઇજ નહીં—હું તો તુને નરમ મીજાજનો

સમજતો હતો, પણ તું તો કોઇ આકળો ભુત સાબેત થયો, (પીઠપર હાથ ફેરવી.) જો, ટાઇબોલ્ટને તેં મારી નાખ્યો, ને તું જો પોતાને મારી નાખેતો તારી સાથ જુલ્યટનું પણ મરણ થયા વના રેહજ નહીં, કારણ તે તારા વના જીવનાર નથી. તેણીનો બધો જીવ તારામાંજ છે. એ પરમાણે તું એકલાનો ગરદન ઉપર તરણ જાણના જાનનો બોજો રેહશે તેનો કંઈ વીચાર કીધો ? વાસતે ઉઠ, હીંમત પકડ, ખાલી તારા જીવને, જમીનને, તથા જમાનાને કદુઆ દેતો બંધ પડ, અને મુગો મુગો રાતો રાત તારી વાહલી જુલ્યટને જઈ મલ. પણ જો, સરકારના સીપાઇઓ તુને પકડવા સવારે બાહર પડે તેની આગમજ તું વીરોના છોડી માનચુઆ શેહર જઈ પોંહચ-ત્યાં તું જઇ રેહજે, તારે વાસતે અતરેની સર્વ ખબર અંતર વખતે વખત હું પોંહચાડતો રેહવશ-તેટલામાં બોદાનું ચાહવું હોશે તો, હું, મારા કેટલાક મીત્રો, અને બીજાઓ શાહની હજુર જઈ તારી તરફથી માફી માંગવાની મેહનત કરશું, અને કંઇબી કરી તુને છોડવી અત્રે પાછો આણશું. દાસી તું જા, રોમ્યો આવા પોંહચે તે આગમજ તું જઈ જુલ્યટને ખબર કર, તેણીને મારી દુવા બંદગી આપવાને ચુકતી ના.

**દાસી**—સાહેબ, તમારી બધી દાનાઇને શીખામણ સાંભલવા ઉભી રેહઉ તો ખચીત ખાવાનું પણ વીસરી જાઉ. પણ ટકોરો નહીં હો-તે તો બા આપણને જોઇએ, નહીં તો હડકાં ચાલે નહીં. તે તો મારી ઘડપણની લાકડી.

**રોમ્યો**—દાસી, તું મેહરબાની કરી જલદી જા.

**દાસી**—આએ ચાલી સાહેબ, પણ જુલ્યટે આએ વીંટી તમુને આપવા કહી હતી, તે લેઓ.

(વીંટી આપી જતી રેહછે.)

**રોમ્યો**—આહા ! આએ વીંટી મારી ઉપર વીતેલું સઘળું વીસરાવીદેછે અને મારાં દુખી દીલને દીલાસો આપેછે.

(જતાં રેહછે.)

---

# અંક ત્રીજો.

---

## દેખાવ ચોથો.

---

### કેપ્યુલેટના ઘરમાંનો એક ઓરડો

કેપ્યુલેટ લેડી—કેપ્યુલેટ—તથા પારીસ.

**કેપ્યુલેટ**—ભાઇ, કાંઈબી રૂડી વાતમાં બુરી ખલલ પડયા વના રેહતીજ નથી. મારા ભત્રીજા ટાઇબોલ્ટનુ દુખદાયક મરણ નીપજઉં નહીં હતે તો આજે તો બધું નક્કી થઇ ગયું હતે, અને મારી બેટીએ કબુલ પણ કીધુ હતે. પણ શેઠ, ધીરાં કામ સાહેબના, આજે તો રાત ઘણી ગઇચ, તેથી કાંઈ વાતચીત બનનાર નથી, વળી કાલ પરમ થઈ રેહશે.

**પારીસ**—બરોબર છે સાહેબ, ગમીને પ્રસંગે શાદી વીશે વીચાર કરવો એ વાજબી નથી—વાસતે હાલતો હું રજા લેઉંચ, પણ સાહેબ ભુલશો ના, અને તેણીની આગળ મારી સીફારસ કરવાને ચુકશો ના.

**લેડી કેપ્યુલેટ**—કાલે એ વાત હમો તેણીની આગળ છેડશું, અને પછી સમજાવીને કબુલ કરાવીશુ એવી આશાછે.

**કેપ્યુલેટ**—ભાઇ પારીસ, તમો નચીંત રહો, મારી બેટીના લગનનું સાહું તમારી સાથ ઈબ્રાહેમ ખચીત કરશ, હું ધારૂંચ કે મારો સખુન તે બાહેલ રાખ્યા વના રેહશે નહીં—તે માનશે નહીં તોબી કંઈબી કરીને મનાવશું—તમોબી (પોતાની ધણીઆનીને) પારીસ વીશે તેણીની આગળ વાત કરી જોજો, અને એ બાહદુર બેટા પોતાના જીગરમાં તેણીને વીશે કેટલો પાક મોહબત રાખેચ તે બાબે વાકેફ કરજો, અને પછી બુધવારને દાહડે. . . .આજે શો વાર થયો?

**લેડી કેપ્યુલેટ**—આજે તો શોમવાર થયો.

**કેપ્યુલેટ**—ત્યારે બુધવારતો ઘણોજ નજદીક આયો. બ્રેસપતવાર ઉપર વીચાર રાખીએ. તમો તેણીને કહી જણાવજો કે

તે દીને આએ બાહદુર ઉમરાવ સાથ તેણીના લગન થનાર છે. (પારીસ તરફ જોઇને) આએ તાકીદ તમુને પસંદ છે કનો ? આપણાથી તે વેળા કંઈ ધામધુમ થનાર નથી—કારણ મારા ભત્રીજા ટાઇબોલ્ટના ગુજરવાને જાજા દીવસ થયા નથી, તેથી એક અરધો ડજન અતલગના મીત્રો શીવાય વધારે કોઇને આપણ નોતરનાર નથી—કેમ આએ બ્રેસપતવારનો ઠરાવ તમોને ઠીક પડશે કે?

**પારીસ**—જેમ તમારા વીચારમાં ઠીક આવે તેમ ખરૂં—પણ હું ચાહુચ કે બ્રેસપતવાર કાલેજ પડે તો ઘણું સારૂં.

**કેપ્યુલેટ**—તમો સીધારશો હવે? બ્રેસપતવાર નક્કી ઠરીઓ છે. (પોતાની ધણીઆનીને) આએ ઠરાવ વીશે જુલ્યટને સમજાવીને ખબર કરજો, અને બ્રેસપતવારને દીને તેણીના નેકા કરવાનો ઠરાવ થયોછે, તે વીશે તેણીને તઇયાર કરજો.

(જતા રેહછે.)

---

# અંક ત્રીજો

## દેખાવ પ મો

### જુલ્યટનો ઓરડો.

(રોમીઓ અને જુલ્યટ.)

**જુલ્યટ**—અરે, હજુરતો પોહર ફાટવાને ઘણો વખત જોઇએ. વાહલા તું અત્યારથી કાંય જવા માંગેચ? હમણા જે અવાજ આપણે સાંભળયો તે મેનાનો નહીં પણ બુલબુલનો હતો.

**રોમીઓ**—નહીં, પ્યારી તું ચુકેચ, એ અવાજ બુલબુલનો નહીં, પણ મેનાનોજ હતો. વળી ખામદાદની બીજી નીસાની ઉપર જો—પેલાં અદેખાં વાદલાં ઉગમણ તરફથી પોતાનો આતશીઆ ચેહરો બતાવી એમ કેહવા માગેચ કે બુઢી રાત હવે લથડી ગઈ, અને તેનો આંકો આયો, અને હવે જરા વારમાં જુવાન દીવસ જે એક પગે પેલા પાંહડના મથાલા ઉપર ઉભો થઇ રયોચ, તે નાચતો કુદતો નીચે ઉતરી આવશે.

**જુલ્યટ**—(ઉપર જોઇ) પેલું અજવાલું કોઈ પુછડયા તારાનું છે, જે તુને માનચુઆ જતી વેળા રસતામાં અજવાલું આપવાને મસાલચી તરીકે તારી નોકરોમાં હાજર થયોચ, વાસતે જરા થોભ, શા વાસતે એટલો ઉતાવલો થાયચ?

**રોમ્યો**—ત્યારે લે, હું બેસુ, અને તારી નજર આગલ મોહતના પંજામાં ફસું. અગર તું પેલું અજવાલું સુરજના ઉગવાની નીશાન નથી માનતી તો હું પણ તે નાકબુલ કરી ચાંદની રોશની ફરી માનું—તેમજ પેલું પક્ષી જે આકાશમાં હમણાં બોલીઉં તે એના નહીં, એમ તું કેહ તો માનું, તો હવે બસ? તું મને રાખવા ચાહેચ તો હું જવા માંગતોજ નથી—મોહત આવ, તારી દરકાર કરતો નથી—જુલ્યટની મરજી એવી છે કે તારી ભેટ હું લેઉં—બોલ હવે, જીગરની જોત, તું કેહ્ચ તેમ દીવસ નથી પડયો, આપણે નીરાંતે વાત કરીએ.

**જુલ્યટ**—નહીં, નહીં, રોમ્યો તાકીદ કર. અને તું જલદી સીધાર, અજવાળું આસતે આસતે વધતું જાયચ, અને પેલો અવાજ બેશક એનાનોજ સાબેત થાયચ. તું હવે જલદી સીધાર, નહીં તો તારી ઉપર આવી પડશે ધાર.

**રોમ્યો**—જેમ પોહર ફાટતું જાયચ, તેમ જીગર પણ ફાટતું જાયચ.

(દાસી આવેચ)

**દાસી**—બાઈ, જુલ્યટ, સંભાલજે, જેવું સવારૂં પડયું તેવીજ તારી માએ તારી આગલ આવનાર છે.

**જુલ્યટ**—હવે જાની જવાહેર, વાહલા મીત્ર, પયારા ભરથાર, મારા જીગરના આશીરવાદ લઈ તું સીધાર, ખોદા તારો નગેબાન હોજો. અરે, હવે આપણે ફરી કયારે મલશું?

**રોમ્યો**—ખોદાનું ચાહવું હશે તો તો ચંદરોજમાં આપણ ભેગાં થઇશું—હવે (કોઠી કરી) આ જીગરમાં તુંને ચાંપી કરૂંચ તુને છેલી સલામ—ખોદા બક્ષે તુને સુખ ને આરામ.

(રોમ્યો બારીએથી નીચે ઉતરેચ)

**જુલયટ**—અરે બલ્યું સુખ, ને બલ્યું આરામ, તું દર કલાકે સમાચાર પોંહચાડતો નહીં રેહશે તો હું નહીં ધારતી કે જુલ્યટનું મગજ ઠેકાણે રહે.

**રોમ્યો**—વાહલી, જાણજે કે દર પલે પોંહચાડતો રેહવશ પેગામ, અગર હું જઈને રેહવશ કોઈ પણ ગામ.

**જુલ્યટ**—અરે,મારા દીલમાં દરેક પલ દરેક સદી જેટલી લાંબી લાગશે. ઓ મારાં નસીબ, તેં શી રીતનો મને દગો દીધો! મારા વાહલા ભરથારને એકદમ છુટો કીધો! હવે ખોદા માલમ હું રોમ્યોના દીદાર કયારે દેખી શકસ!

**રોમ્યો**—જુલ્યઠ, હવે છેલી સલામ, પણ સત કરી જાણજે કે મારી દુવા બંદગી અને મોહબતનો પેગામ તારી ઉપર મોકલીઆ કરવાની કંઇબી તક જવા દેવશ નહીં.

**જુલ્યટ**—પણ તું ધારેચ આપણ ફરી પછાં મળીશું?

**રોમ્યો**—બેશક. તું તારા મતમાં તે વીશે કંઇ પણ અંદેશો રાખતી ના-આએ આપણી ઉપર પડતું દુખ જ્યારે દર્ફ થશે, ત્યારે સુખની વેળા તે યાદ આવશે, અને મીઠી યાદદાસથી વાતચોત કરવાને તે કામ આવશે—છેલી સલાંમ આપતાં ઇચ્છુંચ કે જુલ્યટ ખોદા રેહજો તારો સદા નેગેબાન. (જતો રહેછે)

**જુલયટ**—નસીબ, ઓ કમનસીબ, તું સદા ડામાડોલ, નાપાયદાર, અને ગેરઉસ્તવાર ગણાયચ, ત્યારે જે સદા ઉસ્તવાર, અને પુર વફાદાર તેનો પીછો કાંય પકડેચ! તે તારે લાયકનો નથી, તેને તું છોડી દે, અને મારી આંખ આગલ રેહવા દે.

(એટલામાં લેડી કેપ્યુલેટ દાખલ થાયછે.)

**લેડી કેપ્યુલેટ**—કેમ બેટી જુલ્યટ તારી કેવી ખબર?

**જુલ્યટ**—મને કંઇ ચેન પડતું નથી.

**લેડી કેપ્યુલેટ**—એવી તે તું કેહવી નાદાન છોકરી કે મરનાર પીત્રાઇ વીશે હજુર રડયાજ કરેચ! તું શું તેને ઘોરમાંથી આંશુંના ઘોતથી ઘોવાની હતી? અને એમ કીધાથી તે શું કંઇ પાછો જીવતો થનાર હતો? વાસતે સમજુ થા, અને શોગ છોડી દે-મુઆં પાછલ અતી શોગ રાખ્યાથી અકલની કોતાઇ માલમ પડે,

પણ સેજ અને માફકસર રાખીઆથી મનની મોટાઈ અને દાનાઇ જણાય.

**જુલ્યટ**—તોબી એટલી મોટી ખુટ અને એટલા મોટા ઘાતથી રડયા વના રેહવાઇ શકાતું નથી.

**લેડી કેપ્યુલેટ**—છોકરી તું ફકટ એ ઘાતને રડેચ, પણ એનું ઘાટકીપણે ખુન કરનાર ધણી હજુર જીવતો છે તે વીશે તો મનમાં કંઈ ખ્યાલ કરતી નથી.

**જુલ્યટ**—તે કોણ વારૂં ?

**લેડી કેપ્યુલેટ**—તે પેલો નાપેકાર રોમ્યો.

**જુલ્યટ**—ખરેખર, તે અને નાપેકાર વચ્ચે કેટલા ગાઉનો ત ફાવત! મારૂં જો ચાલતું હોય તો તેને આએ બે હાથની વચ્ચે ચાંપીને કચડી નાખું.

**લેડી કેપ્યુલેટ**—પણ દીકરી જેમ ટાઈબોલ્ટ ઊપર મટોડું વળીઊં, તેમ રોમ્યોના નામ ઉપરબી મટોડું વાળી હું તુને કંઇ ખુશ ખબર કેહવા માગુંચ, જે તારો સઘલો ગમ એકગમ નખાવી દશે.

**જુલ્યટ**—તે કેઇ એવી ખુશ ખબર વારૂં ?

**લેડી કેપ્યુલેટ**—જુલ્યટ, તારો બાપ ખરેખર ઘણો દરકાર વાળોછે—તારી ઊદાસી ઊડારી મુકવાની મકસદથી તારે માટે એક ખુશી ખુશાલીનો દીવસ સોધી કાહડયોછે, જે વીશે તારી ધારણામાં કે મારાં ધ્યાનમાં કઈ ખ્યાલ હતો નહીં.

**જુલ્યટ**—મારે વાસતે ખુશાલીનો દીવસ તે કયો વારૂ?

**લેડી કેપ્યુલેટ**—તે એકે આવતે બ્રેસપતવારે તારાં લગણ થનાર છે, પેલો બાહદુર ઊમરાવજાદો પારીસ તુને સેંટ પીટરના દેવલમાં લઇ જઈ પોતાની વાહલી માશુક બનાવનાર છે, અને તું પણ તેને પોતાના હૈડાંનો હાર કરી ગણશે, એવી આશા છે. કેમ એ ગોઠવણી તુને પસંદ પડેચ કે નહીં?

**જુલ્યટ**—બીલકુલ નહીં. સેંટપીટરના પોતના કસમ લઈ કેહઉંચ કે તે મને પોતાની કરી શકનાર નથી, હું તેની માશુક કદીજ થનાર નથી, તેની સાથ મારા નેકા થઇ શકનારજ નથી,

એમ હું કસમ લઈ કેહઉંચ, વાસતે તમો મારા બાપને બેલાસક કહો કે હું અત્યારથી પરણનાર નથી, અગર હું જો લગન વીશે વીચાર કરૂં તો કોઇ સાથે નહીં પણ પેલાજ રોમીઓ સાથ.

**લેડી કેપ્યુલેટ**—તારા બાપને તું પોતેજ કેહ, તે સાંઝોજ આવેચ, પછી તે તારી નાદાનીને કંઈ અકલ આપશે.

(કેપ્યુલેટ અને દાસી આવેછે.)

**કેપ્યુલેટ**—જેમ સુરજ અસ્ત પામેચ, ત્યારે વાદળ ચહડી આવેચ, તેમ મારા ભત્રીજાની હસ્તી અસ્ત પામવાથી આએ દીલમાં દરામણી દલગીરી ચહડી આવેચ. કેમ વાહલી બેટી હજુર તું રડયાજ કરવાની કે? આંખમાંથી વેહતાં ખારાં પાણીની ભરતીમાં તારૂં બદન એક નાના નાવની મીસાલે નાહક જોહકા ખાયચ, તેમાં વળી હાય અને ડચકાંના પવનથી તે ઉછલી, અફ્હાઇ એકદમ ગરક થઈ જવાની ધાસતીમાંછે તે વીશે કંઇ વીચાર કીધો? કેમ (પોતાનો ધણીઆણી તરફ જોઇને) તમોએ પેલી ખુશ ખબર અને આપણી ગોઠવણ જુલ્યટને કહી જણાવી?

**લેડી કેપ્યુલેટ**—મેંતો એને સમજાવી કહયું પણ એતો કંઇ સમજતી નથી,એ તમારી નેકમુરાદનો કેહવો આભાર માનેચ તે જુઓ.

**કેપ્યુલેટ**—ખરેખર! એવી આપણી નેક મુરાદથી તો જુલ્યટને મનમાં મગરૂબ થવું જોઇએ, કે આપણે એના સુખ દુખનો સદાનો સાથી, એક સુરો નર, અને લાયકીવાલો વર એને વાસતે પસંદ કીધો.

**જુલ્યટ**—તમારી પસંદગીને માટે હું મગરૂબ થતી નથી,પણ તમારી મેહરબાનીને માટે તમારો મોટો ઉપકાર માનુંચ. જેને હું ચાહું નહીં, તેને તમો મારે થકી મેલવો તેમાં મગરૂબ થવા જોગ કંઈજ નથી, એ વાત તો તમો હાલ માફ કરજો.

**કેપ્યુલેટ**—(ગુસ્સામાં) બેવકુફ, બેહસીલી, ફકતી નાદાન!
માબાપના સખુનને એવું આપેચ માન!
અત્યારથી માબાપ તરફ બનો બેફરમાન!
પોતાનાજ ડહાપણ ઉપર રાખેચ ગુમાન!
બસ, પારીસ સાથે નેકા થવા જોઇએ ઝટપટ,
ખબરદાર જો તેં કીધી એ કામમાં ખટપટ!

**લેડી-કેપ્યુલેટ**—છટ, છટ, છટ, તું એમ ઘેલી કેમ બની ગઈચ ?

**જુલ્યટ**—(ગુડણપર બેસી) મેહરબાન પીતા, હું પગે પડી માગી લેઉંચ કે મારા થોડા બોલો સાંભળો.

**કેપ્યુલેટ**—બીલકુલ નહીં, બસ તારૂં ડાહપણ કાટી મુક, તારૂં શાણપણ સાંતી મુક, તારા વિચાર વાપર નાખ, તારા ઢંગ ઢાંકી રાખ, તું જનમીજ નહીં હોતે તો બેહતર, ને જનમી તો તારૂ પાળણુંજ તારી કબર થઈ હોતે તો ઠીક. આએ વખતે મને એટલો ગુસ્સો આવેચ કે તુંને શું કરૂં ?

**દાસી**—મેહરબાન શેઠ જરા થંડા પડો, એટલાબધા આકળા ના થાઓ, તમુને વાકું ટીકું બોલવું ઘટારત નથી.

**કેપ્યુલેટ**—બેવકુફ બુઢી નીકળ અહીંથી, તું અને એ બેઉ જણ જાહનમમાં જઈને પડો.

**દાસી**—(મોહડું ફેરવીને.) મોહકાણ તારેતો, ઢાંખરા તો ખુબ તાણપર આવી ગયોચ. જુલ્યટને તો જીવતે વરે પુનરવીવા કરવા પડવાના.

**લેડી-કેપ્યુલેટ**—તમો ઘણાજ ગરમ થઇ ગયાચ, જરા થંડા પડો, જુલ્યટ પોતેજ પોતાનો વીચાર ફેરવી ખુશાલીભરેલો જવાબ આપશે.

**કેપ્યુલેટ**—શું આએ થોડી અફશોસની વાત કે જે એક પુરાં બરચાંનું ભલું ચાહી, તેને લાયકીવાળો માટો મેળવી આપવાને જે મેહનત કીધી તે ઉપર મટોડું વળયું ? જે ઉમેદ બાંધી, તે ફુટી પડી ? શું પારીસ મોટાં કુળનો નથી ? શું તે લાયકીવાળો નથી ? શું તે જુવાન શોભઇતો નથી ? ત્યારે તુને વાંધો શાનો ? બસ, તું ચાહે તેવો વાંધો લે, પણ મારી આગળ તે ચાલનાર નથી, તું મારો સખુન બાહલ નહીં રાખે તો, તુંને મારા ઘરમાં પણ રેહવા દેનાર નથી. ગમે ત્યાં રખડી રવડીને અટવાઈ જા, પણ હું આડી નજરે જોનાર નથી. (જતો રેહછે.)

**જુલ્યટ**—ઓ ઇશ્વર ! સર્વના ભીતરનો ભેદ જાણનાર, મારા આ બાપ તો નહીં પણ તુંબી નહીં, મારા દીલની દલગીરી માપી,

મારી ઉપર દયા કરતો? મેહરબાન માતા, નમનતાઇથી હું માગી લેઉંચકે મારી ઉપર એટલા કફા થઇ મને એકદમ ઘસડી નાખવા માંગોચ તે ઉપર કંઇ દયા કરો; અને આએ ઠેરવેલાં લગન એક માસ, નહીંતો એક અઠવાડીયુંબી મુલતવી રાખો. પછી નહીં તો જુલ્યટને પરણાવવાની તૈયારી કરતાં તને ટાઇબોલ્ટની સોડે ડફ-ણાવવાની તૈયારી કરવી પડશે.

**લેડી-કેપ્યુલેટ**—બસ બસ, તું મારી સાથ વાતજ ના કર, તારો ખુશી પડે તેમ કર, હવે હું કંઈ તારી સાથ વધારે વાતચીત કરવા ચાહતી નથી. (જાયછે.)

**જુલ્યટ**—ઓ ખોદા! ઓ દાસી, કેહ હવે, એનો અટકાવ કેમ થાય! મારો ભરથાર જમીન ઉપર અને જીવતો હઇઆતછે, તે છતાં હું હવે તેને ભુલી જાઉં, છોડી દેઉં, અને પારીસ સાથ પરણું, એમ આએ જમીન ઉપર તો કદી બનનાર નથી—બોલ હવે, તું સલાહ કેહવી આપેચ? હુંતો લાચાર અને નીરાશ થઇ બેઠીચ, દયા અને દીલાસો તું જે હવે આપે તે ખરો.

**દાસી**—જુલ્યટ, જો, હવે એવે સમય મારૂં મત ખરેખરૂં પુછે તો હું તો તુને એવીજ ભલામણ કરૂંચ કે, તું એમજ સમજ કે રોમ્યો સાથ તું પરણીજ નથી. તેને દેશનીકાળ કાહડયો એટલે તેનો તે તારો આપોઆપ નીકાળ થયો. હું નહીં ધારતી કે કયામત શીવાય તારો ને તેનો મેલાપ થઈ શકે. ત્યારે તું પારીસને કબુલ કર, એવી જાને નરો વોટીપરનો હીરોછે. એની સાથ સરખાવતાં રોમ્યો તો ખરેખર ખપતો, ફાટેલ, ને લુચ્ચો સાબેત થશે. રોમ્યો જીવતોછે, પણ જયારે તે સદા દુર રખડે, ત્યારે તે નહીંજ હોવા સરખો જાણવો—તુને હવે તે શા ખપનો? તે જીવતોછે પણ જીવતા જીવત જાણે મુએલોછે.

**જુલ્યટ**—શું આ સલાહ તુ તારાં ખરાં દીલથી આપેચ?

**દાસી**—મારાં દીલોજાનથી—હું તને કદીબી ખોટી સલાહ આપુચ?

**જુલ્યટ**—ઠીક ત્યારે, તારી સલાહ મારા ધ્યાનમાં ઉતરી; જા, તુ જલદી જઇને મારાં માએ અને બાપને કેહકે હું તમારો સખુન રાખવાને તૈયારછું, અને તમારી મરજીની સાંમે હું જે બોલી

તેથી પસ્તાવો અને પાપની માફી મેળવવા ફ્રાયર લોરેન્સને ત્યાં જઇ આઉંચ.

**દાસી**—વા, જુલ્યટ તારી અક્કલ ઉપર આફરીન કરૂંચ, કેહવો ડાહપણથી દરીઆફત કરી, જલદી તારો વિચાર ફેરવી દીધો, અને મારી સલાહ માની ! (જાયછે)

**જુલ્યટ**—બુઢી ડાકણ, કુટની, ચાટકી, બલા ;
બેવફા બનાવવા કેહવી શીખવે મને કલા !
ભલા રોમ્યોને ભુલી જવા કરે ભલામણ,
વચન તોડી નાખવા આપે શીખામણ.
પાપી એવું કરમ પોતે કદી હું કરૂં !
તે કરતાં બેહતર વગર મોહતે જઇ મરૂં.
જે જબાંથી રોમ્યોનાં વખાણ કરતી એકવાર,
તે જબાંથી હવે કરેછે તેનો તીરસકાર !
ઓ ઇશ્વર ! ઇલાજ હવે પાસે નથી કોઇ,
મા બાપની મેહરબાની બીલકુલ મેં ખોઇ,
હવે બુઢા લોરેન્સ કણ જઇ માગું તેની વાગી,
નહીં તો મોહતને મળવા કરી મુકું તૈયારી.

---

# અંક ચોથો

## દેખાવ પેહલો

### ફરાયર લોરેન્સનું ઝુંપડું.

લોરેન્સ અને પારીસ.

**લોરેન્સ**—આએ આવતે બ્રેસપતવારે ! એ દાહડો તો ઘણોજ નજદીક આયો.

**પારીસ**—હા, મારા સસરા કેપ્યુલેટની મરજી એમછે. ત્યારે હું શાવાસતે ઢીલ કરૂં.

**લોરેન્સ**—તમો બોલીઆ કે તે જુવાન સ્રીના મનમાં શું છે તે વીશે તમોને તો કંઇજ ખબર નથી, ત્યારે તમો તેણીની સાથ પરણવાને તે શા આધાર ઉપરથી તૈયાર થયાચ ? એ તો પરણવાની ઘણીજ નવાઇ જેવી રીત; મને તો બીલકુલ પસંદ પડતી નથી.

**પારીસ**—અસલ કારણ એમછે, કે તેણીના પીત્રાઈના મરણથી તે ભારે શોગમાં છે, હજીતો તેણીની આંખમાંથી આંસુ સુકાયાં નથી, એ ઉપરથી મેં પરસપરની મોહબ્બત વીશે જાજી વાતચીત ચલાવી નથી—ગમીમાં તો શાહદી રામશાનીની વાત કોઈને ગમતી નથી, એમ સરવે કોઈ જાણેછે. હવે, સાહેબ, તેણીનો બાપ વાજબી રીતે એમ વિચારેચ કે જાજી દલગીરીથી ખરાબી ઉપજ્યા વના રેહનાર નથી, તેથી તેણીનો ગમ વીસરાવી દેવાની મકસદથી હમારાં લગન ઇઆહોમ જેમ બને તેમ જલદી કરવાનો ઠરાવ કીધોછે.

**લોરેન્સ**—(મોહડું ફેરવી) ખોદા માલમ કેમ પાટલો ફાવશે! જુઓ તે સ્ત્રી પોતેજ સાંમી આવેચ.

(જુલ્યટ દાખલ થાયછે)

**પારીસ**—વાહ, મારી વાહલી સ્ત્રી અને ધણીઆંણી અચ્છી આપણી મુલાકાત થઈ.

**જુલ્યટ**—સાહેબ, હું તમારી ધણીઆણી થાઊં, ત્યારે વાહલી ધણીઆણી કરી કેહજો.

**પારીસ**—વાહલી, આવતા બ્રેસપતવારે તું મારીજ છે, બ્રેસપતવાર ક્યાં દુર રહેઓ.

**જુલ્યટ**—બ્રેસપત આવે ત્યારે વાત, ત્યારેજ મળશે આપણા હાત. કેમ મેહેરબાન (લોરેન્સને) તમોને ફરસુદ છે?

**લોરેન્સ**—બેટી, તારી ખીદમતમાં અને તે ખાવંદની ભકતીમાં મારી ફરસુદ સદા એક પગેછે.

**પારીસ**—જુલ્યટ, તું લોરેન્સ આગલ પાપનો પસતાવો કરવા આવીચ નાહીં? ત્યારે તું જે મારા ઊપર હેત રાખેચ તે વાતબી એની આગલ માનવાને ભુલતી ના.

**જુલ્યટ**—તે વીશે તમારે યાદ આપવાની કંઈ જરૂર નથી.

**લોરેન્સ**—જુલ્યટ, બંદગી અને તોજેશ તું કરવા આવીચ તો તેમાં ઢીલ થવી નહીં જોઇએ, તે સબબથી આપણને છુટા પડવું પડેચ, માફ કરજો હો (પારીસને)

**પારીસ**—બરોબર, બંદગીમાં કંઇ ખલલ થવી ન જોઇએ, એ તમો બરહક બોલ્યા, હું રજા લેઉંચ, જુલ્યટ, બ્રેસપતની બામ-

કાદે હું તારી ભેટ લેવા આવી જવશ, અને પછી આપણે દેવળમાં જઇશું-તેટલાં ભોદા તારો નગેઆન હોજો. (જતો રહેછે)

**જુલ્યટ**—બારણું મજબુત બંધ કર, નેક પીરમરદ, અને હું જે દુઃખદાયક કાહણી કેહુંચ તે તું સમજી ઈલાજ બતાવ તરત.

**લોરેન્સ**—તું કેહ તેનોં આગમજ તારૂં દુઃખ અને તેની કાહણી હું સમજી ગયોચ. એ વાત સાંભળી મારી અક્કલની આગડી ખીસી ગઈચ; પણ બેટી એમાં તારૂં કે મારૂં કંઇ ચાલનાર નથી; તુને તાબે થવુંજ પડશે; બ્રેસપતવારનો ભુંડો દીવશ તારે બાહલ રાખવો પડશે, અને આએ ઉમરાવ પારીસ સાથ તારા નેકા થવા જોઈશે, બીજો ઇલાજ નથી.

**જુલ્યટ**—નહીં, નહીં, નહીં, નેક સાધુ, તું શું મને આડી સલાહ આપેચ? તારી પુરાંણી અજમાસથી તદબીર કંઈ તરત બતાવ, તારા ડાહપણના જોરથી દવા કંઈ દુઃખની એકદમ આપ, કે જેથી હું ફસેલી બંચી જાઉં; તું નહીં મદદ આ ઘડી આપે તો એની મદદતો શેવટ મને છેજ. (એક નાહનું ખંજર કાહડી બતાવેછે) જે ઘડી માગશ તે ઘડી એતો મારો છુટક કરનારછે.

**લોરેન્સ**—સબુર, જુલ્યટ, સબુરી પકડ, અને મારી વાત સાંભળ

**જુલ્યટ**—સબુરી શું બળીચ, હવડે વખત નથી, જે ઘડી જાયચ તે મને મારી કબર આગલ ધસેડતી જાયચ, મારો એક પગ તો જાણે કબરમાં નાખેલોજછે. ત્યારે સબુરી શાની? તું નેક સાધુની મદદથી, મારૂં અને વાહલા રોમ્યોનું દીલ નેકાના નેક ગાંઠથી બંધાયું તે હવે છુટે, અને બીજાની સાથ બંધાય, એ કદી બનવાનું હતું? હવે એ ગુચવાડાનો ચુકાદો કોણ કરે! તું નહી તો આએ મારો લવાદ (ખંજર બતાવી) છાતીમાં પેવશ થઇ તરત ચુકાદો કરી આપશે.

**લોરેન્સ**—(જરાવાર ગંભીરાઇમાં વિચાર કરેછે.)

જુલ્યટ, થોબ, ઉપાય મને આવેચ એક નજર,
પણ કરતાં વલી લાગેચ મને મોટો ફકર.
હીંમત તુજમાં હોવી જોઇએ મોટી,
હીંમત જો તેં હારી, તો વાત થાયચ ખોટી.

**જુલ્યટ**—હીમત તું કેહ તેવી હીંમત ને સુર,
બતાવવાને જરાબી કરૂં નહી કસુર.
તું કેહતો સાંબા કીલ્લાપરથી કુદી નીચે પડું,
તું કેહતો વાઘ વરૂ સાથ જંગલ જઇ લડું.
તું કેહ તો મધરાતે મસાણે જઇ બેસું,
તું કેહ તો જેહરી સરપના દરમાં જઈ પેસું.
તું કેહ તો તાજી કબર તોડી તે મધે જાઉ,
મુરદાનું કફણ ઓઢી તે મધે હું સંતાઉ
જે વાત સાંભળી ઊભા થતા મારા બાલ,
તે વાત બજાવવા નથી ડરતી હું હાલ.
બીજુ તું ચાહે તે કરવા છેઉ તૈયાર,
બોકટમાં બોકટ બજાવવા લગાડું ન વાર,
પણ પારીસ સાથ પરણવું એ કદી ન થાય,
મારા વફાદાર ધણીને દગો નહીં દેવાય.

**લોરેન્સ**—જુલ્યટ, સબુર, સઘલી ચીંતાને કર તું દુર, ખુશાલ તું આજ ઘેર જા, પારીસ સાથ પરણવાને ખુશી થા; અને કબુલ કર, કાલે બુધવારછે, કાલ રાતે તું તારા સુવાના ઓરડામાં એકલીજ રેહજે; તારી દાસીને કે કોઇ બીજાંને ત્યાં સુવા દેતીનાં પછી ખોદાનું નામ લઈ, હું જે આપુંચ તેપી જજે, ઉભી રેહ હું તે લઈ આઉં. (લોરેન્સ અંદર જાયછે.)

**જુલ્યટ**—ખોદા, તુને, મુજ દુખીઆરોના દીલની દવા કરનારને સુખી રાખે. (લોરેન્સ પાછો આવેછે.)

**લોરેન્સ**—લે આએ સીસી, રાતના સુતી વેળા એ મધેની દવા પી જજે; એની અસર જરા વારમાં સર્વ તારી રગેરગમાં ફરી વળશે; પછી તું બેહોશ થઇ થંડગાર થઇ જશે; તારી નાર ચાલતી બંધ પડશે, દમ પણ ચાલતો અટકી પડશે, તારી આંખ વીચાઇ જશે, તારા હોટ અને ગાલ ફીકાફક પડી જશે. જીંદગીના સર્વે નીશાનો નાબુદ થશે, અને કોઇ પણ તુને જીવતી ગણશે નહીં—પછી જેવી બામદાદ પડશે, અને ઉલટ ભરીઓ વરરાજા પારીસ તારી ભેટ લેવા આવશે, ત્યારે તુંને મુએલી જોશે તેથી મોટો શોર મચી રેહશે. અને તુંને આપણાં દેશના રવાજો, પ્રમાણે

ઉંચા પોશાકમાં લપેટી જ્યાં તારા વડવાઓની કબરછે ત્યાં ભોયરામાં તુને ગાડશે. એવી હાલતમાં, જુલ્યટ; તુને આખા ૪૨ કલાક કાહડવા પડશે. તેટલામાં હું તરત રોમ્યોને ખબર પોંહચાડશ. કે તમો બનનેના મેલાપ ખાતર એવી તદબીર મેં કીધીચ, તેથી તે માનચુઆ છોડી લેતા છુપા વેશમાં આવશે. ત્યારે હમો બેઉ જણ તુને કબરમાંથી કાહડશું. અને પછી, તારા ધણી સાથ માનચુઆ તું જતી રેહજે એ પ્રમાણે તું કરે તો તારો છુટક થાય, પણ કરતી વેળા છાતી અને હીંમત જોઇએ.

**જુલ્યટ**—નેક મારા બચાવનાર મને આપ, જલદી આપ; હીંમત બાબે મને વધારે ના પુછ.

**લોરેન્સ** આ કામ પુર સંભાળ અને મોટી હીંમતથી કરજે એટલે તું પાર પડશે. જા હવે તું સીધાર, ખોદા તારો નેગેબાન હોજો, હું તેટલાં એક મારા સાધુ મીત્ર સાથ રોમ્યો ઉપર આ ગોઠવણની ચેતવણીનું કાગજ તરત લખી મોકલાઉંચ.

**જુલ્યટ**—મોહબત મને કઉવત આપશે, અને તે કઉવતથી મને મદદ મળશે. મોટા ઉપકાર સાથ તારી હું રજા લેઉંચ.

(જતી રેહછે.)

---

# અંક ચોઠો

## દેખાવ બીજો

### કેપ્યુલેટના ઘરનો એક ઓરડો

કેપ્યુલેટ, લેડી–કેપ્યુલેટ, દાસી અને ચાકર.

**કેપ્યુલેટ**—અહીઆં આવ. (ચાકરને) લે; આએ મેં નામ લખ્યાંચ તે પ્રમાણે મેજબાનોને તેડું કરી આવજે.

**ચાકર**—વારૂં સાહેબ. (ચાલતો થાયછે)

**કેપ્યુલેટ**—કાલને વાસતે ૨૦ ચપરખંદા ચાકરો શોધી લાવજે, જેઓ મેજબાનોની મેનીજ અછી રીતે કરી શકે તેવા.

**ચાકર**—હા, સાહેબ, ચાકરો તો એવા લાઉ ચપરખંદા કે

સઘલા મેજબાનોની ચાકરી સારી પખે કરે તેવા, ને સંધું સાફ સુફતો એવું કરે કે જરા કંઇ ઘેરમાં રેહુવા નહીં દે.

**કેપ્યુલેટ**—એટલે !

**ચાકર**—એટલે સાહેબ કચરો, કચરો જરા રેહુવા નહીં દે.

**કેપ્યુલેટ**—તું જા હવે જલદી તલાશ કર.

**ચાકર**—તલાશ કરૂં તેની આગમજ એક ગલાસ ચહડાઉં તો કામ કરવાનું બરોબર સુજ મડે. (ચાકર જાયછે.)

**કેપ્યુલેટ**—કાલને વાસતે આપણને ઘણીજ જરૂર શાની છે? જુલ્યટ આવી કે? એ કયાં લોરેન્સને ત્યાં બંદગી કરવા ગેઈચ કે?

**દાસી**—હા સાહેબ, ત્યાંજ ગેઇચ. (એટલામાં જુલ્યટ આવેછે.) લેઓ, એજ આવી, જુઓ હવે એના મોહડાં ઉપર લોહી પાણી કેહવું આયુંચ.

**કેપ્યુલેટ**—કેમ ફાટેલ છોકરી, કયાંથી આવી? તારૂં મગજ હવે ઠેકાણે આયું કે?

**જુલ્યટ**—મેહરબાન પીતા, મારી હટીલાઇને લીધે હું મનમાં બહુ પસતાઈ, તેથી બુઢા લોરેન્સને ત્યાં જઈ બંદગી કરી તે સાહેબની માફી માંગી આવી. તે સાધુએ મને ખુબ ઠપકો દીધો, કારણ તમારી મરજીની સાંખે હું થઇ; હવે તમો નેક પીતાને પગે પડી માગી લેઉંચ કે મારો તકસીર માફ કરો, ખોદાબી માફ કરેને તમોબી માફ કરો, હવે પછી તમારી મરજી બાહલ રાખવાને ચુકશ નહીં.

**કેપ્યુલેટ**—ત્યારે ચાલ, પેલા ઉમરાવજાદાને તેડું મોકલ; ને તેને એ વાત કેહ હું તો કાલે ખચીત તમારાં લગણ કરનારછુ.

**જુલ્યટ**—હું લોરેન્સનાં મકાનમાં ગઇ હતી ત્યાં તે નામવરની મુલાકાત થઇ હતી, અને મેં તેને ખુલાશો કરીને મારો વિચાર તેને કહી જણાવ્યો હતો—પણ વાતચીતમાં જેમ છાજે તેમ તેની સાથ અંદાજાથી મેં વાત કીધી હતી, તે મારે જણાવવું જોઇએ.

**કેપ્યુલેટ**—બરોબર, તે તો તેં ઠીક કીધું, એમાં હું કંઈ તુને ઠપકો આપતો નથી.

**જુલ્યટ**—દાસી; મેહરબાની કરી ચાલ, કાલને વાસતે કપડાં અને સણગારની સઘળી તૈયારી કરીએ.

**લેડી-કેપ્યુલેટ**—એટલી ઉતાવળ શું છે? કાલે થઇ રેહશે.

**કેપ્યુલેટ**—નહીં, નહીં, જુલ્યટ કેહેચ તે બરોબરછે, અગાઉથી તૈયારી કીધેલી સારીછે, કાલે દેવળમાં જતી વેળા બધું કરવા જવાનાં હતાં? (જુલ્યટ અને દાસી જતાં રેહછે.)

**લેડી-કેપ્યુલેટ**—હવે રાતબી પડવા આવીચ, પણ આપણે ખાનાને વાસતે આગમજથો ગોઠવણ કીધી નથી, તેથી કાલે આપણને દોડાદોડ કરવી પડશે.

**કેપ્યુલેટ**—છટ, છટ, તેની કંઈ ચીંતા નહીં. રાતે રાત આપણે તૈયારી કરી મુકશું. ખાનાને લગતી ગોઠવણ તો હું સારી રાત જાગીને કરશ, પણ જાઓ, અને જુલ્યટનો સોલેસણગાર તૈયાર કરાવો. હું હમણા જાઉંસ પેલા વરરાજાની ભેટ લેવા, અને તેને પણ આવતી કાલની તૈયારીની તાકીદ કરાઉં, આજે મારૂં હૈડું ખુશાલીથી છક થઇ ગયુંચ. કારણ આ ફાટેલ છોકરી આપો આપ નરમ થઈ ઠેકાણે આવી. (જતાં રેહછે.)

---

# અંક ચોઠો.

## દેખાવ ત્રીજો.

### જુલ્યટનો ઓરડો.

જુલ્યટ અને દાસી

**જુલ્યટ**—હા, એ પોશાક ઘણોજ ઉંચો અને શોભઇતો છે, એમાં શક નહીં. દાસી, આજે મને મારા ઓરડામાં એકલી સુવા દે; હું ખોદાના આશીરવાદ માંગવાને બંદગી કરનાર છું, કારણ તું જાણેચ કે હું કેટલો વાર હટીલી અને બેઅદબ બનીતી.

(લેડી-કેપ્યુલેટ આવેછે.)

**લેડી-કેપ્યુલેટ**—કેમ જુલ્યટ, તેં સઘળી તૈયારી કીધી? તુંને કંઇ હવે મારી મદદની જરૂરછે?

**જુલ્યટ**—નહીં મેહરબાન માતા, કાલને વાસતે મેં બધું નક્કી કરી રાખ્યુંચ, પણ મેહરબાની કરી આજની રાત દાસીને તમારા

ઓરડામાં સુવા દજો, તમુને જરૂર પડે તો અરધી રાતે કામ આવે, એનું તમુને ઘણું કામ પડયા વના રેહનાર નથી.

**લેડી-કેપ્યુલેટ**—હા, ત્યારે તો ઘણુંજ સારૂં, ચાલ દાસી આજની રાત મારી આગળ રેહ.

(લેડી-કેપ્યુલેટ અને દાસી જતાં રેહછે.)

**જુલ્યટ**—દુન્યાં! હા, દુન્યાં! તુને કરૂંચ હવે છેલી સલામ. ખોદા માલમ હું ફરી સુરજનું અજવાળું જોઇ શકશ કે નહીં—અત્યારથીજ મારી નસોમાં ધ્રુજરી આવેચ—ચાલ, આવ સીસી, તું શીશી ખુબી રાખતી હશે તે ખોદાને ખબર! પણ કદાચ આ દવાની અસર નહીં થઇ તો! શું હુ સવારે પારીસ સાથ પરણવાની કે? નહીં, નહીં, એમ કંઇ બનનાર નથી. આએ તેનો અટકાવ કરશે. (ખંજર બતાવેછે) પણ એમાં બુઢા લોરેન્સે કદાચ મને પાર કરી નાખવાની મતલબથી કંઈ જેહર ડોહવીને ભરયું હોશે ત્યારે! વખતે તે એમ ધારતો હશે કે મારાં લગન એકવાર તેની મારફતે થયાં, તે છતાં ફરી લગન થાયતો તેને પોતાને પણ હીણું લાગે, તે અટકાવવાની નેમથી મને ઠાર કરી નાખવા ચાહતો હશે ત્યારે! અરે ખોદા મારૂં શું થશે! પણ નહીં, હું નહીં ધારતી કે તે એવો પાક દાનાવ મરદ થઇ એવું પાપી કરમ કરે. નહીં, એમ કંઇ બનનાર નથી, મારી પક્કી ખાતરીછે. અથવા બીજો એમ વિચાર આવેચ કે હું જાગરૂત થઈ તે છતાં રોમ્યો મારી મદદે આવી નહીં પુગે તો અંધારી ને ગંધાતી કબરમાં હું તો ગુંગડાઈ તરફડીને મરી જવશ, યા કદાચ જીવતી રહી તોબી કબર મધેનો ડરામણો સઘળો દેખાવ જોઈ મારૂં મગજ ખશી ગયા વના રેહનાર નથી, અને હું ધાસતીથી એકદમ ચીચીયાડી પાડશ તો લોક સમજશે કે કબરમાં ભુત છેડાયાચ, તેથી દાડાદોડ ને મોટો ગભરાત મચી રેહશે. હવે જે બનવાનું હશે તે બનશે, પીધા વગર તો ચાલે નહીં, તકદીરમાં જે લખ્યું હશે તે બનયા વના રેહ વાનુ નથી. (તમાસગીરો તરફ જોઇને) મા બાપો, તમારાં બચ્ચાંને જબરદસતીથી તેઓની મરજી નહીં હોય તેવે ઠેકાણે પરણાવવામાં જીપલું દેઓ તો શેવટે મારા જેવી ખરાબી તેઓ ઉપર નીપજવા-

ની, પાતો તે જોડું કબેશ અને કુસંપમાં દાહડા કાહડવાનું, પણ હવે જાજું બોલવાનો વખત નથી. રોમ્યો, રોમ્યો, તારે ખાતર.

(પીઈ જાયછે અને બીછાણા ઉપર પડેછે)

# અંક ચોથો.

## દેખાવ ચોથો.

### કેપ્યુલેટનો હાલ.

### ( લોર્ડ અને લેડી-કેપ્યુલેટ બેઠેલાં જણાયછે. )

(દાસી આવેછે રડતી રડતી)

**દાસી**—અરર કંમબખતી, કંમબખતી!!

**લેડી-કેપ્યુલેટ**—શું છે શું?

**દાસી**—જુલ્યટ ઉઠતી નથી, બોલાઉંચ તો બોલતી નથી, ને થંડગાર થઈને બીછાણાપર પડેલીછે; આંખ ઉગાડીને જોતી નથી. સાંભલતીબી નથી, એતો સવારે ઘણી સકારી ઉઠવાની હતી, તેથી વાર જોઇ જોઇને હું એના ઓરડામાં ઉઠારવા ગઇ, પણ એતો મુરદું થઇને પડેલી છે!

**કેપ્યુલેટ**—અરે ખોદા અફશોસ! એ તું શું બકેચ!

**લેડી-કેપ્યુલેટ**—દાસી, તું શું અત્યારથીજ દેવાની બની કે? એવી શું વાતો કાહડેચ!

**દાસી**—અરે મેહરબાન દુઃખપર ડાહમ કાંય પાડોચ, જલદી આવીને જુઓની જુલ્યટ મલે નહીં. ઓ જુલ્યટ! છટ, છટ. ઓ મારી લાડકી બેટી, મેં તુને નાનપણથી પાલીતી!

**કેપ્યુલેટ**—(પોતાની ધણીઆણીને) તમો જાઓ જલદી. જુઓ શું છે! હું આયો તમારી પછવાડે.

(લેડી-કેપ્યુલેટ અને દાસી જતાં રેહચ અને ચાકર ધાંધલમાં આવેછે)

**ચાકર**—સાહેબ, પચીસ વાણી ટેબલ ઉપર બરોબર બીરાજશે નહીં, બે ચાર નવી જાતની મીઠાઈ વધારવી જોઈએ.

**કેપ્યુલેટ**—બલી તારી મીઠાઇ ને બલીઉ સઉ. નાખી દે

ભરતીમાં, બધું મારે મનથી જાહનમમાં ગયું. તું ઉભો રેહજે હું આઉ છું. (પ્રસીઓ અંદર જાયચ)

**ચાકર**—એ આજે છે શું? અત્યારથીજ શેઠનો તો મીજાજ ગયો, હજુર તો સવારનું પોહરછે, ત્યારે રાતના ખાનાની ઉપર તો શેઠ આકળા ભુત થઈ જવાના. એકપુરી પોરીના લગન કરતાં સઉ એટલાં ગભરાયાંચ તો બે ચાર પોરીઆંઓનાં માથાં ધોવાં પડતે તો પેહલું તો શેઠનુંજ માથુંજ ફરી જતે.

(એટલામાં ફ્રાયર લોરેન્સ આવી લાગેચ)

**લોરેન્સ**—કયાં ગયા શેઠ, દેવળમાં જવાની તૈયારી કીધી?

**ચાકર**—અરે શેઠનું આજે ઠેકાણુ કયાંછે? તેવણ તો અત્યારથીજ અકળાઈ ગયા.

**લોરેન્સ**—ભલાં માણસ લગનને અવસરેતો એમજ હોય.

(એટલામાં કેપ્યુલેટ તથા લેડી-કેપ્યુલેટ આવેછે.)

**કેપ્યુલેટ**—હા, હા, કેહવો માઠો બનાવ! કેહવો નાપેકાર દીવસ!

**લોરેન્સ**—કેમ સાહેબ, શું છે? જુલ્યટ દેવળમાં જવાને તૈયારછેકે?

**કેપ્યુલેટ**—દેવળમાં જવાને તો તૈયારછે, પણ ત્યાંથી પાછી ફરવાનો નથી. (પારીસ આવેછે.)

હા, બેટા, આજે તારા નેકાનો નેક દીવસ. ને ગેઇ રાતે નાપેકાર ધુતારો જમ, વાહલી જુલ્યટને ખેંચી ગયો, એકદમ. ત્યાં તેણીનું ખાલી ખોખું પડેલુંછે, જો. ઓ વાહલી બેટી! મારા બુઢાપાના વખતમાં તું મને એકદમ છોડી દઇ જતી રહી! તું હવડે કયાં હોશે, તારૂં નેક દીદાર હવે હું કયાં જોવશ!

**પારીસ**—અફશોસ! કેહવો ઉલટ ભરીઓ, હું આજે આયો! કેહવી ખુશાલીને શાહદી રામશાનીની મેં વકી રાખીતી! તેના બદલામાં આએ કેહવો ઉલટો અને અંચંતો ખેદ! કેહવો ઉંડો ઘાહ! કેહવી નાસોપાસ! સ્વપનામાં પણ સાંભલીતી નૌં

**કેપ્યુલેટ**—ઓ આજના દાજખી દીવસ! ઓ માહબુરા માસ! ઓ વેરી વરસ! ઓ જેહરી જમાના! મુજ બુઢાને ઘાત આપવાને તમો સર્વ સંગાત મળ્યાચ! અફશોસ! અફશોસ! મારૂં એક પુરૂં બગચું! શાહદીરામશાનીને વાસતે કરી રાખેલી સઘળી તૈયારી હવે

મોહત અને માહુતમની તૈયારીમાં કામે લગાડવી પડશે ! એ કેહવો ગજબ ?

**લોરેન્સ**—બસ, બસ, બસ, સાહેબ, આપણી માહેતમથી તે મુએલી કંઇ જીવતી થનાર હતી ? તકદીરના લેખ કાંઈ તદબીરથી મટનાર નથી, વાસતે નેક બુઝેરગ શેઠ, હવે તે સાહેબનું નામ દઇ, સબુરી પકડો, અને નસીબને તાબે થાઓ. ચાલો ઉઠો, તે હુકતાળા કે જે સદાજ સારૂં બજાવેછે, તેની ભકતી કરી વાજાંના ગંભીર અવાજ સાથ તેણીની લાસને દફણાવવાની ક્રીયા કરીએ.

(માહેતમનુ ગાયણ ગાયછે ને અંદર જાયછે, પછી કબરસ્તાન તરફ લાસ લઇને સઘળાઓ વાજાનો ગંભીર અવાજ સાથે દફણાવા જતા દીસેછે)

# અંક પાંચમો

## દેખાવ પેહલો

### માનચુઆ શેહેરનો એક મોહલો.

(રોમ્યો દાખલ થાયછે)

**રોમ્યો**—આહા ! કેહવો ખુશનુમાં સ્વપનો ! જો તે ખરોજ હોય તો ખચીત કંઇ ખુશ ખબર આવી પોંહચવી જોઇએ—મને સ્વપનો એવો આવ્યો કે મારી વાહલી જુલ્યટ મને આવીને મલી; તે વખતે જોયચ તો મને મુએલો પડેલો દીઠો, પછી તેણીએ મને દાબીને મારા ચેહરા ઉપર ચુંમીઓ લીધી, કે જેથી મને તરત ગરમી આવી, અને જરા વારમાં હું જીવતો થયો. પછી તેણીએ મને એક ઊંચા તખત ઉપર ચહડાવી મને એક શાહ બનાવી દીધો. મોહબત ! ઓ મધુર મોહબત ! તારો ઓળો અને સ્વપનો એટલો ખુશાલી ભરેલોછે, ત્યારે તું પોતે કેટલી ખુશાલી રાખતી હશે ! (ચાકર આવેછે.) બેલથાઝર ! બોલ કેહવી ખબર વીરોના શેહરથી લાવેચ ! બુઢા લોરેન્સનું કંઈ કાગજ લાવ્યોચ ? મારો બાપ સારી પખેછે ? મારી જુલ્યટની કેહવી ખબર ? તે સારી પેઠે હોય તો બસ, જાણે મારા મનસે સઉ કોઇ સુખી છે. વાસતે બોલ, જલદી જુલ્યટના સમાચાર કેહ.

**ચાકર**—સમાચાર, સાહેબ શું કેહું, મારાથી બોલાઈ શકાતું નથી. જુલ્યટ સુતીચ, મંઝર ઉંઘમાં સુતીચ, તેણીનું તન મટી માં, દેવળના ચોકમાં પડયુંચ, અને તેણીનો જીવ સ્વર્ગમાં જઈ પુગોચ. સાહેબ (માથું કુટી) મેં પોતે, આંખે, નજરે જુલ્યટની કબર ઉપર મીનાગે જોયો. જે જોઇ હું ફાંકે ફાંક રડયો. જે કબરસ્તાનમાં તેણીના ખેશીઓ દતાયલાછે, તેમાંજ તેણીને પણ સુવારીચ; આ સમાચાર, કેહતાં સાહેબ મારી છાતીમાં છરી લાગેચ, મારાં મગજમાં ઘુમરી આવેચ, મારી રગે રગમાં ધ્રુજરી ચહડેચ.

**રોમ્યો**—ખરેખર ! તું ખરૂંજ કેહુચ ? ભુલતો તો નથી નો ?

**ચાકર**—નહીં રે સાહેબ, કસમ લઈ કેહુઉંચકે જુલ્યટની કબર હું પોતે આ આંખે જોઈ આયોચ.

**રોમ્યો**—અરર, હાય, હાય, ઓ ખોદા ! આ કેહવો ગજબ !
એટલી વારમાં મોડો બનીયો, બનાવ એવો અજબ !
ઓ કરમ દુખ્યારાં ! ભરમ તારો ભુંડો સાંતી છુપો મારાથી,
અંચોટયો લીધો, મોહબતનો મોહરદાર મારો સાથી !
હવે બલી જીંદગી મારી, બલ્યો દેશ, ખેશ, સંસાર !
સર્વ આશ થઈ નાશ, ખરી ખાહેશ થઈ ખોહાર !
હવે વેક, વફાદાર નોકર, નથી ખોહવો જરા વખત ;
વેળા જેમ વીતશે તેમ, સોસવી પડશે બહુ સખત,
જા, લઈ આવ, મારે વાસતે ખડીઓ કલમ ;
જો, સાંભળજે, કેહતો ના કદી કોઇને ભરમ.
વળી તૈયાર કર, ભાડેનો એક ઘોડો તેજી તરત,
સેતાબીથી વીરોના શેહરની લઈ શકું સરત.
બનયું, તે બનયું, નથી કરવો વિચાર કે વાત,
કુચ કરી જાઉં ચુપા ચુપ રાતો રાત (ચાકર ગયા પછે)
થોભ ! જુલ્યટ જરા થોભ ! દોડતો આવેચ તારો દીલદાર,
કબરવાસ થઈ, જોડે તારી સુવા બનયોછે તૈયાર.
પણ ઉપાય એક કરવો નાઈએ મુજને તતકાળ,
અત્રે કયે રેહછે બુઢો એક ગાંધી કંગાળ,
તે પૈસા ખાતર પોંહચાડશે ખચીત મારી દાદ,
જોઈએ, ઠોકી બારણું, પોકારી મારૂં સાદ.
પૈસાથી જો પીગલી ઝટ આપે થોડું ઝેર,
આ અભાગ્યાં ભાયગ ઉપર લેઉં મારૂં વેર.

(બારણું ઠોકેછે.)

**ગાંધી**—(અંદરથી સાદ આપેછે.) એ કોણ, બારણું ઠોકેચ?

**રોમ્યો**—અરે ઉગાડ ઉગાડ, કંઈ વાતની ચોકસી સારૂં તુંને જરા મલવુંચ.

**ગાંધી**—અરે નિકળ, આગલ જા, ચોકસીની દુકાન એ નથી.

**રોમ્યો**—અરે ભાઇ, જરા પેહલે બારણું ઉગાડ, કંઇ તુંને ફાયદો થાય તેમ કરવા આયોચ, તારી જરી બુટીઓનો ઉઠાવ કરવા આયોચ:

**ગાંધી**—(બારણું ઉગાડેછે) એ ઉઠાવગીર કોણ ભાઇ તું? કેમ શું માગેચ? સવાર નાશી ગઇતી?

**રોમ્યો**—(તેનો હાથ પકડી બાજુએ લઇ જાયછે.) જો અહીં આવ, હું એક ઘણાજ અગતના કામસર અત્રે આયોચ, ને એવું ચાહુંચ કે તેમાં તું મને યારી આપશે.

**ગાંધી**—શું યારી? લોહડાની જોઇએચ કે લાકડાની? મારી પાસે એક હતી ખરી, પણ લાંબી કેટલા ફુટ જોઇએચ?

**રોમ્યો**—અરે નહીં, મદદ, મદદ તારી માગુચ, મારાં દુઃખને વીશે.

**ગાંધી**—હા, તો ભલા મનીખ બોલની કયારનો, તુંને કયાં દુખેચ, એકજ આગરીએ પાર થાય.

**રોમ્યો**—હું ધારૂંચ કે તારી આગરી ઠેકાણે નથી.

**ગાંધી**—મારી આગરી? મજબુત ચોહતાકું તો મગદુર શું કે ઠેકાણેથી ખશે, પણ જરા આગ બળશે તો.

**રોમ્યો**—મને તો કોઇ જબરો ટકટકીઓ મલેચ.

**ગાંધી**—તકીઓ ભાઈ તારી પાસે ફાલતુ હેયતો એક આપજે, માથા તળે મુકવાનું કંઇ નથી, તેથી આનો તકીઓ કરૂંચ (જોડા બતાવેછે) હું પણ એમ ના સમજતો કે એ તકીઓ ખરાબ, રૂના તકીઆ કરતાં બહુ ગુણગારો—રૂ છે તે ગરમ, ને ચામડું છે થંડું.

**રોમ્યો**—(સમજાવીને) લે, આ ૪૦ ગીનીછે, તે તું લે, ને મને એક દ્રામ ઝેર આપ. તે એવું આપ કે તરત તેનો અસર પીનાર ધણી ઉપર લાગુ પડે, અને જીંદગીથી કાયર થયલું ઇનસાન તે પોતાંને વાર જમીનદોસ્ત થઈ જાય.

**ગાંધી**—હા એવું ઝેર મારી પાસેછે, પણ નારે બાપા, મારાથી તે અપાય નહીં.

**રોમ્યો**—કેમ વારૂં?

**ગાંધી**—આ શેહરના એવા કાયદાછે કે ઝેર જો કોઇ વેચતાં માલમ પડયું તો સરકાર તેને ફાંસી દીધા વગર રેહે નહીં—ત્યારે હું શું તારે લીધે મારો જાન ખોહું!

**રોમ્યો**—અરે ખોદા! તું બુઢો ખખ થઇ, મરવાથી એટલો બીહેચ! વળી તારે વાસતે મોજમાજાહ તે કેઇ એવી સાંતી રાખીચ કે તું તે ભોગવવાની આશા રાખેચ! ભુખ મરો તારાં મોહ ઉપર ગોવાહી આપેચ, કંગાલીયત તારાં ચીઠડાં મધેથી નીમાઈ જોચચ, ગજગજના ગોબા તારા ગાલમાં, ને ઉંડા ઉંડા ખોહ તારી આંખમાં દેખાયચ, તો હવે તું જીવી જીવીને કેટલું જીવનાર હતો? જો, તારો દગલોજ, કંઈ ગાપચાંને ગાબડાંનીતો ગંત્રીજ નહીં.

**ગાંધી**—અરે એતો ખામખા હવા જવા આવવાના માર્ગો રાખેલાછે, ભલાં માસણ તું શું સમજે—જેમ હવા ઇનસાનના શરીર મધે વધારે પેવસ થાય તેમ સુખાકારીને તંદરોસતી વધે—જો, (હાથ ઘાલી.) આએ રસતે દાબી પાંસલીમાં પવન જાય, જો, આએ વાટે કંમરમાં, આએ વાટે બરડામાં, આએ વાટે ગુઠાણમાં, ને છેક છેડે પગમાં, હવા ફરી વલી તંદરોસ્તીને સુખાકારી આપેચ—જો, પગ બંધગરત રાખું તો માંથે એકદમ ગરમીનો પોલાદ ચહડી આવેઆ વગર રેહ નહીં, ને સારી તંદરોસ્તી મળે નહીં.

**રોમ્યો**—હા, હા, તંદરોસ્તી તો એવી સારી દીસેચ કે આજ કાલ તાકો ઘડી કરી નાખશે તેની મને ધાસ્તી લાગેચ, ને વળી તંદરોસ્તીની વાત કરેચ.

**ગાંધી**—ભલાં માણસ, તું શું મને મારીબારી નાખવા આપોચ કેમ?

**રોમ્યો**—હું તુને શીખવવા આવ્યોચ કે આએ જંજાલ ભરેલી જીંદગી જેમ જલદી છોડી જઇએ તેમાં સુખ અને શોભાછે—તું મરવાથી બીહેચ, પણ તારો એક પગ ઘેરમાં ને બીજો પગ ઘોરમાં આવી પુગેચ, તેનો કંઇ વીચાર, કરી લાંબુ જીવવાનાં ફાંફાં છોડી દે, ને મુજ ગરજવંતની અરજ સાંભલ, આએ પૈસા લે, ને મને પેલું ઝેર આપ.

**ગાંધી**—લાવ, જોઇએ, પૈઇસાતો કાહડ.

**રોમ્યો**—લે, લે આ સોનું, લઇ રાખ તારે ઘેર,
ઇનસાનના જાનનું ઝલકતું ઝેર. (પૈસા આપેછે.)

(બુઢો થેલીમાંથી સોનાના સીક્કા કાહડેછે, તેને જોઈ હરખાયછે, ફોટી કરેછે, ચુંમી લેછે, અને આંખમાં ચાંપેછે, પછી પોતાના ઓરડામાં જઇ આવી એક નાની સીસીમાં ઝેર લાવી આપેછે.)

**ગાંધી**—લે, મારી ગરીબાઇને લીધે આપુંચ હો, મારી ખુશીથી આપતો નથી. એ તું ખુબ હોલવીને પી જજે, અને જો તુને વીસ માણસનું જોર હશે, તોબી જરા વારમાં લાંબો કરી નાખશે.

**રોમ્યો**—(સીસી હાથમાં ઉંચી ધરીને) આએ ઝેર! આહા! એ કંઇ ઝેર નથી. ખરૂં જોઇએ તો મેં તુને આપ્યું તે ઝેરછે. આએ ઝેર તે ઝેરને નહીં પોંહચે. એ પીલાં ઝેરે, દુનીઆમાં જેટલી ખરાબી અને બદી બજાવીછે તેનો હજારમો ભાગ આએ ચીજે કીધી નથી, કે જે ચીજ આ શેહરમાં વેચવાની મનાઇછે. વાસતે, જાણજે, ઓ બુઢા, કે તેં મને નહીં, પણ મેં તુને ઝેર આપ્યુંચ— હવે આવ (સીસીને કેહછે) તું ઝેર નહીં, પણ મારાં અમરત; જુલ્યટની કબર આગલ તારો ઉપ્યોગ કરૂં. (રોમ્યો જતો રેહછે.)

**ગાંધી**—વાહરે દાનાવ જુવાન! તારા જેવાં બીજાં થોડાંક ગરાક મને મલી જાયતો તડાકો! મારાતો છેડા ફેરફાર થઇ જાય! ઘેર બેઠાં ઝેર લઇને સોનું આપી ગયો! મારા તો માબાપ આવી મલ્યાં; હું તો જુવાન બની ગયો. સવારે ખુબ સેરવો બેરવો પીઇને ટટાર બની જાઉં. હવે એ ખુશાલી ખાતર, પોમીઆસને બોલાવીને તેની સાથે એક ગીત ગાઉ—(પોમીઆસને હાકમારેછે.)
(ખુશી થતો થતો ચાલી જાયછે)

---

# અંક પાંચમો

## દેખાવ બીજો

### લોરેન્સનું ઝુંપડું.—લોરેન્સ અને જોન.

**જોન**—(બારણું ઠોકેછે.) લોરેન્સ, લોરેન્સ, બારણું ઉગાડ.

**લોરેન્સ**—એ કોણ જોન કે? (બારણું ઉગાડી બાહેર આવેછે.)

કેમ ભાઈ, માનચુઆ શેહરથી કેહવા સમાચાર લાયો? રોમ્યોને મળીઓ! પેલી ચીઠી આપી? તેના હાથનો કંઈ પાછો જવાબ લાયો હોય તો મને આપ.

**જોન**—અરે ભઇ, હું એકલો હતો તેથી આપણા પંથના એક ગરીબ સાધુનો સાથ મને મળ્યાથી હમોએ સાથે જવાનો ઠરાવ કીધો. પણ કુચ કીધા આગમજ તે જયાં એક ગરીબ દરદીને જોવા ગયો હતો ત્યાં હું પણ ગયો, ને પછી સાથે બેઉજણ જેવા ઘેરની બાહેર નીકલોએચ, તેવાજ સરકારના સીપાઇઓએ પકડીને હમોને કેદ કીધા. કારણ એવું જણાવવામાં આવ્યું કે જે ઘરમાં હમો ગયા હતા, ત્યાં ઉડતો રોગ ચાલતો હતો, અને એવાં મકાનમાં જે કોઈ દરદીની આગળ જાય તેને વીસ કલાક વેર એક અલાધા ઓરડામાં રાખ્યા વગર શેહરમાં દાખલ થવાનો બંદીછે.

**લોરેન્સ**—ત્યારે પેલું કાગજ!!

**જોન**—એ અડચણને લીધે હું તો માનચુઆ જતો રહી ગયો। તેમજ કાગજબી રહી ગયું. જો તું કેહતો હોએ તો હવે જાઉં— આ રહયું કાગજ. (બતાવેછે)

**લોરેન્સ**—(હાથ પગ પછાડી) અરરર કંમબખતી! ખાનું ખરાબ! સત્યાનાશ! હવે ગયલું શા કામનું–મોહકાન થઈ ગઈ હશે! રોમ્યોએ ખરાબી કરી નાખી હશે!! હવે થયું તે થયું. તું જલદી જા, ને મારે વાસતે એક પરાઇ લાવી આપ! મને ઘણુંજ જરૂરનું કામછે.

**જોન**—ઠીકછે લઇ આઉં. (જતો રેહછે.)

**લોરેન્સ**—હવે વખત થયો, જુલ્યટને જગાડવી જોઇએ, પણ ઉઠશે ત્યારે રોમ્યોને આ ગોઠવણની ખબર કબુલાત મુજબ નહીં પાડી, એવું જોઇ તે મારી ઉપર આસમાન ગગડાવી નાખશે, ત્યારે મને બહુ ખરાબ લાગશે, કે કબુલાત પ્રમાણે મેં મારૂ કામ નહીં બજાવ્યું ને મેં વીસવાસઘાત કીધો. પણ જોઇએ, ફરીથી લખી રોમ્યો ઉપર એક સંધેસો મોકલાઉં, અને તે પોતે આવી લાગે તેટલાં જુલ્યટને કબરમાંથી ઉઠાડીને મારી જુંફડીમાં લઇ આઉં–તે બીચારી મુરદાંઓની લાસની સંગાત પોતેબી જીવતા જીવત મુરદું બની રહી હશે. (જાયછે)

# અંક પાંચમો

## દેખાવ ત્રીજો

### એક કબરસ્તાન

(જેમાં કેપ્યુલેટ વાળાઓની કબરો અને જુલ્યટની કબર ઉપર બાંધેલો એક સુંદર મીનારો દીસેછે,—પારીસ અને તેનો ચાકરો ફુલો અને મસાલ લઇ દાખલ થાયછે.)

**પારીસ**—(પોતાના ચાકરને) અહીં આવ, તારી મસાલ મને આપ, ને તું જઇને દૂર ઉભો રેહ. કંઇ નહીં, મસાલ બુજાવી નાખ; ને તું પેલા સરોવરના ઝાડના ઓથામાં ચીમાઇ બેસ, અને દૂરથી જેવું કોઇ આવતું જણાય તેવોજ સીસોટી વજાડીને મને ચેતવણી આપજે, લાવ આ ફુલની ટોપલી મને આપ.

**ચાકર**—સાહેબ, અંધારી રાતે કબરસ્તાનમાં એકલો ચીમાઇ બેસવાને મને બીહીક લાગેચ, પણ તમારો એવોજ હુકમછે તો હીંમત કરી જાઉંચ. (જતો રેહછે.)

**પારીસ**—(જુલ્યટની કબરની સાંમે ઉભો રહીને.) મધુર ગુલાબી કલી, તારૂં પવીત્ર બીછાનું આ ફુલોથી વધાઉં, મધુર કબર, તારાં પેટામાં પ્યારી જુલ્યટનાં હાડ આરામ પામેલાંછે, તેઓને આ છીગરના હેતથી, આ ફુલોની ભેટથી અરપણ કરૂંછું. ઓ જુલ્યટ! અરધી ઘડી ખાતર તું મારી સાથ જોડાતી અટકી મોહુતના ફાંદામાં પડી! ઓ તું ફેરેસતાઓના બેહસતી મકાનમાં જઇ બેઠેલી જુલ્યટ, આ ભેટ મારી તું બાહલ રાખજે, અને પ્યારા પારીસની મોહબતની ઇધાની તરીકે આ મધુર પમરાટ તું પામજે! ઓ મીઠી માશુક, આ કબરમાંથી કાન ધરી મારા શબ્દો તું સુનજે. (સીસોટી વાગેછે) કોઇ આવતું હશે, પેલાએ સીસોટી વજાડી! અજબ અત્યારે એટલી રાત્રે અહીં કોઈ આવતું હશે! એ કોણ નાપાક પોતાના પાપી કદમથી આ પવીત્ર જગોને અપવીત્ર કરવા આવતું હશે! વળી મસાલની ધમક સાથ કોઈ ધસીઉંજ આવેચ!

(રોમ્યો અને ચાકર મસાલ અને કોદાડી સાથ દાખળ થાયછે)

**રોમ્યો**—લાવ, આ કોવાડી અને પરાઈ મને આપ, ને લે આ કાગજ, સવારના પોહરમાં જઇને મારા બાપને તું આપજે. લાવ આ બતીબી મને આપ, ને જા; આ જગોથી તું કુચ કરી જા, જો ઊભો રહ્યોચ તો ખરાબી થશે. મને જે કરતાં જોયોચ અને સાંભળયોચ તે તારા પેટમાંજ રાખજે, હું અત્રે આવીને શું કરવા માગુંચ તે તું જાણેચ? મારી મતલબ એવી છે કે મારી માશુક જે એમાં ડઠાયલી છે તેનું મોહડું છેલ્લીવાર જોઇ લેઊં, અને મોહબ્બતની ઇશાની તરીકે લગનની વેળા મેં જે વીંટી તેણીને આપી હતી, તે તેણીને આંગલેથી કાહડી લેઊં. પણ તું જા હવે; તારૂં ઉભું રેહવાનું કાંમ નથી—અગર તું મારી મરજી ઊપરાંત કેથે ચીમાઇ ને ઉભો રેહશે તો ખોદાના કસમ લઈને કેઊંચ કે આએજ કબ્રસ્તાનમાં તારાં હાડકાં વેરાઇ જશે, અને ભુખી કબરનો તું ભોગ થઈ પડશે.

**ચાકર**—તમારા હુકમને તાબે થઈ હું જતો રેહુંચ. તમારા કામમાં હું કંઇ ખલલ કરનાર નથી.

**રોમ્યો**—જા, મારા વફાદાર નોકર જા, તું સુખી ને સલામત રેહજે.

**ચાકર**—(ગાલતો થાયછે) ગમે તે બને હું તો રોમ્યોનો મેહરબાની ખાતર એને છોડનાર નથી, એટલામાં કેથે ચીમાઇ બેસું, એના બોલવા ઉપરથી મને મોટો શક અને વેહમ આવેચ. (જતો રહેછે)

**રોમ્યો**—(જુલ્યટની કબર સામું જોઈને)

ઓ તું કપટી કબર, મોહતના ગર્વીષ્ટ ગર્ભસ્થાન !
નાશ નમોદ ને બેદ ખરાબીના સડેલાં મકાન !
પૃથ્વીની મધુરમાં મધુર પેદયાશને ખાઇ થઇ મસ્ત,
વળી બીજા એક બુકને ગળવા લંબાવ તારો દસ્ત.
પેટું તારૂં ભરાયલું, જો હોય ઉરપુર ને ઓકાર,
તોબો મોહ તારૂં વકાશી માંહે રોમ્યોને કર પસાર.
(કબરનું બારણું તોડવા જાયછે)

**પારીસ**—અરર ! એ કોણ? પેલો રોમ્યો ! એજ મગરૂબ દશનીકાળ કાહડેલો પોરીઓ, જેણે મારી માશુક જુલ્યટના પીત્રાઈને ઠાર કીધો, અને તેના ગમમાં તે બીચારી મરણ પામી, એ વળી નફ્ફટ નાખે આ ઠેકાણે અરધી રાતે આ મુએલાંઓને હીણું લગાડવા

આયોચ; હવે એને છોડવો નથી. (રોમ્યોના આંગ ઉપર ધસીઓ જાયછે) સબુર ઓ ચંડાલ, મોહત પછી પણ વેર લેવાઈ શકાતું હશે? તું તરીપાર થયલા ગુનેગારને પકડવો જોઇએ. બોલ તું મારી સાથ ચાલેચ કે નહીં, હું તુને જીવતો જવા દેનાર નથી.

**રેમ્યો**—હું જીવતો રેહવા માંગતોજ નથી, અને તેથીંજ અહીંયાં આયોચ. ભલા જવાન, જા, એક જીવપર આવેલા જીવડાને નાહેક ના છેડ. મને છોડ, ને તું દોડ, આહીંથી ઝટ જતો રેહ. આ નીચે આસપાસ દટાયલાં ઉપર નજર કર, અને ધાસતીનો માર્યો અહીંથી ધસીઓ ચાલી જા. હું વીનંતી કરી કેહુંચ કે મારો પીત્તો ઉકલાવી મારી ખાંદ ઉપર જે એક ખુનનો બોજો છે, તે બેવડો થવા ના દે. વાસતે જા, જલદી જતો રેહ, અને ઘેર જઇ એમજ માનજે કે એક ઘેલા માણસની દયાએ તુંને ઘેર સહીસલામત મોકલ્યોચ.

**પારીસ**—ફાટેલ, પોરીઆ, પાપી, તારી સઘળી સખુનદરાજીને હું ધીકારૂંચ, અને તું અપરાધીને હું છોડનાર નથી; હું કંઇબી સમજનાર નથી.

**રોમ્યો**—તું સમજનાર નથી તો આએ તુંને તરત સમજાવશે
(તેઓ મારામારી કરેછે)

**પારીસનો ચાકર**—અરર, એ બેઉ જણ મારામરી કરેચ, હું જઈને ચોકીદારને બોલાવી લાઉં. (જતો રેહછે)
(પારીસ ઘાયલ થઈ નીચે પડેછે)

**પારીસ**—ઓ ખોદા! હું મારયો જાઉંચ! ઓ ભલા માણસ, તુંજમાં જો દયા હોયતો મારી વાહલી જુલ્યટ જોડે મને નાખજે.
(મરણ પામેછે)

**રોમ્યો**—જુલ્યટ જોડે! હા, હા, ખરેખર જુલ્યટ જોડે!
જોઇએ જરા અજવાળું તો પાડું એને મોહડે!
(બતીથી મોહડું જોયછે.)

હે! હે! ગરીબ બીચારો પારીસ! મરકુશયોનો સગો!
નથી મેં કીધો તારી ઉપર કંઈ પણ દગો;
સમજાવી તને કહયું, પણ સમજયો નહીં લગાર,
માન આપી કહયું, પણ માન્યું નહીં પલવાર,
તાણ કરી તણાઈ ગયો, ખાર લેતાં ઓહાર થયો.
ધસડતાં પોતે ધસડાઈ ગયો, મારતાં પોતે મરાઈ ગયો.

અરે ! પણ જુલ્યટ વીશે એટલું તને લાગું શાથી !
જુલ્યટ મોહરદાર મારી, વફાદાર મારો સાથી !
પણ હા, જોઈ અત્રે એને, હવે આવેચ મને વિચાર,
જુલ્યટ સાથ પરણવા એ હતો ઉમેદવાર,
કહ્યું હતું મારા ચાકરે, એજ રીતે એકવાર,
મેં તેના બોલ ઉપર જરા ન રાખ્યો આધાર,
પણ સાબેતી પોતેજ આપી પારીસે બેશક,
નેકા કરવા જુલ્યટ સાથ ધરાવતો હતો હક.
પણ શું એમ બનતે ? પરણે જુલ્યટ તેનો સાથ ?
કદી નહીં, તે વફાદાર આપતે પોતીકો હાથ.
જમીન અને આસમાન સાથે મળી કરતે જુલમ,
માબાપ, સગાંવાહલાં સર્વ ગુજારતે સીતમ,
પણ જુલ્યટ હીલતે નહીં—ઉભી રેહતે ઉસ્તવાર.
હૈડાં મધે હેતનો, ખરો રાખતી હતી અંગાર !
હવે જુલ્યટ, શું કેહચ, જરા બોલેચ નીકલી બાહર !
જેવાને તેવો હશે મોહપર ખુબસુરતીનો બાહાર !
ચંડાલ મોહત કદાચ પડ્યુંછે તુંજપર મોહીત,
બીજતી ખુબસુરતીપર તે રાખતું હશે પ્રીત.
તે છોડનાર નથી છુટી પોતાના પાસામાંથી પલવાર,
તે રાક્ષસ પોતે બન્યોછે તું નાજુક નારીનો યાર !
હવે વેળા વીતેચ વ્યર્થ, શા માટે કરૂં ઢીલ,
તૈયાર થાઉં અત્રે સુવા, કડણ કરી દીલ.
હવે આંખો, જોઈ લેઓ છેહુ, હાથ હલી લેઓ છેલ્લા,
હવે હોટ ભણી લેઓ ભક્તી, વાહલી જુલ્યટ વીશે વેહલા.
(સીસી કાહડેછે.)

હવે આવ વસ્તુ કડવી તું, છે તુંજ છેલ્લો ભોમ્પો,
માગે છેલ્લી મદદ તારી, રવડતો રડતો રોમ્યો.
(પીએછ)

બુઢા ગાંધી, બોલવું તારૂં સાબેત થાયચ ખરેખર.
દવા તારી સમતકારી રગે રગમાં કરેચ અસર.
(પડીને મરણ પમેછે.)

(જરા વારમાં કબરસ્તાનને બીજે છેડેથી લોરેન્સ એક ફાનસ અને
ખોદવાના હથીઆર લઇને આવેછે.)

**લોરેન્સ**—કબર ઓળગતાં ઓળંગતાં, અને ઠોકડાતાં ઠોકડાતાં હું તો થાકી લુસ થઇ ગયો. અરે, પણ પેલું કોણ ? અરધી રાત્રે અહીં કોણ ! એ કોણરે ભઈ તું ?

(રોમ્યોના ચાકર બેલથાઝરનું મોહડું પ્રાનસની રોશનીથી જોયછે)

**બેલથાઝર**—એતો હું છેઊં, જેને તમો સારી રીતે ઓળખો ચ અને ચાહોચ તેનો ચાકર.

**લોરેન્સ**—કોણનો રોમ્યોનો ! ભલામાણસ, જલદી કેહની ! પણ રોમ્યો કયાંછે? (ખુબ આતુરતાથી)

**બેલથાઝર**—જુઓ પેલી બલતી મસાલ, ત્યાં પેલો કબરની આગળ બેઠેલો છે.

**લોરેન્સ**—ચાલ, આપણે એની આગળ જઇએ; તું અહીં શું કરેચ ?

**બેલથાઝર**—નહીં સાહેબ, મારાથી બીલકુલ અવાય નહીં, એણે મને જતો રેહવાનો હુકમ કીધો; તોબી હું અત્રે ભરાઇ બેઠોચ—એ જો મને જોયતો એકદમ ઠાર કીધા વના રેહ નહીં.

**લોરેન્સ**—ત્યારે હું જાઊં, મનેબી ધાસતી લાગેચ કે ભલાં માંણસે રખેને કંઇ માઠો બનાવ બનાવી દીધો હોય !

( આગળ જાયછે; રોમ્યોને પડેલો જોયછે )

**લોરેન્સ**—રોમ્યો !! અરર ફીકો ફક થંડગાર!! ને આએ કોણ? લોહીથી ગરકાવ ? પારીસ ! અરે તોબા ! તોબા ! આએ અંધારી રાત્રે કેહવો અફશોસ ભરેલો બનાવ ! પણ જુલ્યટને તો જોઊં. (અંદર જાયછે) યા ખોદા, એતો, હોલેચ, આંખ ઉગાડેચ.

(જુલ્યટનો હાથ પકડી કબરની બાહેર લાવેછે)

**જુલેયટ**—બોલ, મારા બંચાવનાર, જલદી કેહ, મારો સરદાર, મારો ભરથાર, મારો રોમ્યો ક્યાં છે !

**લોરેન્સ**—બાઇ, ધીરજ ધર, હું તુને બધું કેહુંચ, પણ પેહલાં તું અહીંથી ચાલ, અગરજો આપણે વધારે વાત કરશું તો સપડાઇ જઇશું.

**જુલેયટ**—નહીં, હું આ જગોએથી ખસનાર નથી, પેહલે મને કેહ કે મારો રોમ્યો કેમ અને કયાં છે?

**લોરેન્સ**—બાઈ, મેં તો મારી બનતી કોશેસથી રોમ્યો ઊપર પેગામ મોકલાવીઓ, પણ માઠાં ભાગ્યે ન ધારેલી અડચણ આડી નડ્યાથી તે પેગામ વખતસર જઇ ન પોંહુચ્યાથી મારી મેહનત અને ગોઠવણ સઘળી બરબાદ ગઇ.

**જુલ્યટ**- ત્યારે પછી ?

**લોરેન્સ**—ત્યારે માઠો બનાવ બન્યો (માઠું કુટીને) અફ્શોસ ! તેણે તુને ખરેખર મરણ પામેલી સમજી, તારી ઊપર પ્રાણ કાહડી નાખ્યો. જો પેલો પડેલો છે—એ અને પારીસ બેઊ. હવે, જુલ્યટ બોલવાનો વખત નથી, તું ચાલ, મારી સાથ આવ, હું તારો ર-સતો કરી આપું, અને તુંને છુપી રીતે પવીત્ર જોગણોના મડમાં રાખું, જ્યાં તારી બાકીની જીંદગી એકાંત અને શાંતપણે બીજી બેહનપણીઓની સાથે ગુજરશે. જો મારી વાત સાંભળી ચાલતી થા, આએ જગોએ ગડબડ સાંભળીને ચોકીદારો દાડી આવશે, ને આપણ બન્નેને પકડશે અને ધાસ્તીમાં નાખશે.

**જુલ્યટ**—હું તો અહીંથી જીવતી જનાર નથી.

**લોરેન્સ**—જો તકરાર કરવાનો વખત નથી, તું ચાલ નહી તો હું ચાલ્યો. (ધાસતીમાં જતો રેહછે)

**જુલ્યટ**—તું જા, બેલાશક. અરે આએ શું ! સીસી શાની ? એજ રોમ્યોએ ખાલી કીધી હશે! (સીસી ઊપાડીને જોયછે) અરે ભલાં માણસબધું પીઈ ગયો? જરાબી નહીં રેહવા દીધુ? એક ટીપુબી નહી ? તારા હોટને ચુમી, તે ઊપર જરાબી જેહર લાગેલું હશે તે ચુસી લેઊં. (ચુમી લેછે) તારા હોટ જેવાને તેવા ગરમ જણાયછે, તેં શાવાસતે એમ કીધુ વાહલા ભરથાર !!

(અંદરથી બુમો આવેછે, ચાલો ચાલો)

અરર ચોકીબાનો આવતા હશે ! મને તાકીદ કરવી જોઇએ. (રોમ્યોની કંમરે જે ખંજર છે તે મેયાંનમાંથી બાહર કાહડી લેછે) આએ, મારી દાદ લેશે; અને મને ઠેકાણે પાડશે. ઓ! સુખ્યારાં ખંજર ! દુખ્યારી જુલ્યટની છાતીમાં તારૂં મેઆન કર.

અફશોસ, અફશોસ, અફશોસ સદ હજાર !
બળજો આ જીંદગી, બળજો સંસાર !

જેની મોહબત ખાતર અંગપર ખેંચો રંજ !
સરપર મોટા ઊઠાવ્યો મુસીબતનો ગંજ !
જે નરની પ્રીતનો રાખતી એરલો પેયાશ !
તે મારે ખાતર કમોહતે પામ્યો પોતે નાશ !
હવે જીવવું તેની પાછળ, કદી એમ થાય !
હવે જુલ્યટથી એકલું આ જહાન મધે રેહવાય !
આહા ! માબાપો, આ દુખ્યારો દાખલો જોઈ.
પુત્રી પરણાવવામાં, કદી જાસતી ન કરશો કોઈ.
જયાં નહીં મરજી ને મોહબત, ત્યાં કદી આપો લગન,
પડશે તે નારી ઊપર મારી ગાફક વગન.
રોમ્યો, રોમ્યો, ખરા ખાવંદ વફાદાર !
મળશું આપણ બન્ને બાગેબેહસ્તને દ્વાર !

(ખંજર મારી પડી જાયછે )

(એક ચોકીદાર પારીસના ચાકરની સાથે આવવા લાગેછે.)

**ચોકીદાર**—બોલ, તેઓ ક્યાં મરાતા હતા ?

**ચાકર**—પેલી ગમ, આવો બતાઉ. (આગલ જાયછે.)

**ચોકીદાર**—આ જગો બધી લોહીથી ભીંજાઈ ગઇચ. અરર આએ કોણ ? એ તો રોમ્યો ? અહીં ક્યાંથી આવ્યો ! ને આએ ? જુલ્યટ ! જુલ્યટના મરણને તો આજે બે દાહડાબી થઇ ગયા, ને એના શરીરમાંથી તાજું લોહી ક્યાંથી નીકળેછે ! આએ કંઇ જબરો ભેદ ભરેલો બનાવ! (એટલામાં એક બીજો ચોકીદાર આવેછે.) જાતો, જઇને જલદી નામદાર શાહને આએ બીનાથી વાકેફ કર; જતો વેળા માનટેગ અને કેપ્યુલેટવાળાઓનેબી ખબર કરતો જજે.

(એક ત્રીજો ચોકીદાર રોમ્યોના ચાકરને પકડી લાવેછે.)

**ત્રીજો ચોકીદાર**—આએ રોમ્યોનો ચાકર, એને કબરસ્તાનના એક ખુણામાં સંતાયલો પકડયો.

**વડો ચોકીદાર**—ખબરદાર, સંભાલી મજબુત પકડજે છોડતો ના.

(વલી એક ચોકીદાર બુઢા લોરેન્સને પકડી લાવેછે.)

**ચોકીદાર**—આએ બુઢો, આંખોમાંથી આંશુ પાડતો હાથમાં કોવાડી પાવરો લઇને નાહસતાં પકડાયોચ.

**વડો ચોકીદાર**—હા હા, એ પણ એ કામમાં સામેળ હશે; બેસાડ એનેઅી.

(એટલામાં શાહ તથા તેના માણસો આવી લાગેછે.)

**શાહ**—આજે બડી બામદારે બુમાબુમ શાની પડી? ને એ ખુનરેજીનો માઠો બનાવ કોણથી બન્યો? સવારના પોહોરમાં મને ઉંઘમાંથી ઉઠવું પડયું.

(કેપ્યુલેટ અને લેડી-કેપ્યુલેટ આવેછે.)

**કેપ્યુલેટ**—લોકોની બુમાબુમ અને દોડાદોડ ચાલી રહીચ, તેનું કારણ સમજ પડતું નથી.

**લેડી-કેપ્યુલેટ**—કોઇ બોલેચ કે રોમ્યો, કોઇ કેહચ કે જુલ્યટ, વળી કોઇ પારીસનું પણ નામ બોલેચ, ને સઘળાઓ જુલ્યટની કબર તરફ દોડતા જાયચ.

(ચાલતાં ચાલતાં શાહની આગળ આવી લાગેછે.)

**શાહ**—એ બનાવ શાથી બનીઓ તેની ખોળ કીધી?

**કેપ્યુલેટ**—અરે ખોદા! આએ તો આપણી જુલ્યટ! જોયું એના બદનમાંથી તાજું લોહી વેહછે! આએ ખંજરથી એણે જખમ કીધો હશે, એનું મેઆન રોમ્યોની કમરે છે!!

(મોનટેગ આવેછે.)

**શાહ**—મોનટેગ, આવ જો,તારા છોકરાના કેહવા બુરા હાલ થયા.

**મોનટેગ**—નામવર શાહ, બુરા હાલતો પુરા થયા મારા કે રોમ્યોના દેશનીકાલ થવાથી મારી ઓરત ગંમમાં એટલી ગીરફતાર થઇ, કે તે ગંમમાં ગઈ રાત્રે તે મરણ પાંમી, એટલી ખરાબી છતાં વળી વધારે ખરાબી મારી ઉપર બાકી રહીચ!

**શાહ**—જો પેલું કોણ? ત્યાં જો ખબર પડશે.

**મોનટેગ**—(માથું કુટીને) અરે અફશોસ! સદ હજાર અફશોસ! જેને જવુ હતું તે રહી ગયો, ને તેને બદલે તું નોજુઆન બેટો ચાલ્યો ગયો! બળ્યું મારૂં જીવતર.

**શાહ**—બસ, બસ, જે મુઓ તો માથું ફોડયાથી જીવતો થનાર નથી. પણ હવે એ કમકમાટ ભરેલી કજાનુ કારણ શોધવા દેઓ; જોઇએ શક કોણ કોણ ઉપર જાયચ, લાવ તેઓને અહીંઆં.

(બુઢા લોરે-સને લાવેછે)

**લોરેન્સ**—(સર નીચું નમાવી) નામદાર શાહ, જે ગાઉં કરૂં બયાન.
ધ્યાણોથી તું સુન આપી કાન.
આ બનાવમાં મોટો કે નાનો ભાગ,
પણ પાપનો મારી ઉપર નથી જરાએ ડાગ.

**શાહ**—ત્યારે તું ખરેખરૂં જેબી જાણતો હોય તે કહી દે, કે ગુનેહગારોને પકડીને સજાએ પોંહુચાડીએ.

**લોરેન્સ**—સાહેબ, રોમ્યો અને જુલ્યટ વચ્ચે બાઝીતી પ્રીત, તેઓ જોકે દુશમનોનાં ફરજંદ હતાં, તોબી દીલમાં પાક મોહબત પરસપર રાખતાં હતાં—તે મોહબત એટલીતો વધી ગઇ કે તેઓ મારી પાસે છુપી રીતે પોતાનાં લગન કરાવવા આવ્યાં; તેઓની દરખાસ્ત પેહલે મને વાંધા જોગ લાગી, પણ લાંબો વિચાર કરતાં મને લાગ્યું કે એ લગન લાગાથી મોટો ફાયદો થવાનો—તે એ કે મોનટેગ અને કેપ્યુલેટનાં કુટંબો વચ્ચે જે ઝગડો ને કંકાસ ચાલ્યો જાય છે તે મટી જવાનો, અને સુલેહ થવાની. એ વિચારથી મેં તેઓના લગન કરી આપ્યાં, પણ લાંબો વખત ગયો નહીં, એટલામાં જુલ્યટનાં માબાપે પારીસ સાથ તેણીના નેકા કરવાનો બંદોબસ્ત કીધો, જે જુલ્યટ પાસ જબરદસ્તીથી બાહલ રખાવ્યો, જુલ્યટ બીચારી એ પ્રમાણે ફસી પડ્યાથી આપઘાત કરવાની તૈયારી પર હતી, તેવામાં મારી સલાહ લેવાઆવી. મેં તેણીને બચાવવાની યુકતી કીધી, અને એક જાતની દવા આપી, કે જેની અસરથી તે બે દીવશ બેસુધ પડી રેહ, અને ત્રીજે દીને હુશ્યાર થાએ-પરીણામ તેથી એ નીકળે કે જુલ્યટના બીજવર થતાં લગન અટકે અને તે પોતાના ધણીને જઇને મળે. પણ માઠાં ભાયગે તે તદબીરની ખબર રોમ્યોને વખતસર ન પુગાથી તે તેણીને મરણ પામેલી સમજી આપઘાત કરી મરણ પામ્યો. પછી જયારે જુલ્યટ જાગરૂત થઈ, ત્યારે પોતાના ભરથારને મુએલો જોઇ, પોતે પણ ખંજર ભોકી મરણ પાંમી. મેં તેણીને ઘણીબી સમજાવી પણ સમજી નહીં. પછી તારા ચોકીદારોની ધાસતીથી નાસી જતાં હું પકડાયો, અને હવરાં તારી હજુર ઊભોચ. તું ચાહેતો મને ગરદન મરાવે, પણ નામવર શાહ, ગુનાહ મેં કંઇ પણ કીધો નથી.

**શાહ**—ખરેખર, આ બુઢો જે વાત કેહુચ તે ખરીજ હશે, મારા ધ્યાંનમાં બરોબર ઊતરેચ. ત્યારે જુઓ તમો, માનટેગ અને કેપ્યુલેટ, તમારા પોતાના કંકાસથી તમારાં નોજુવાન ગુલાબી ફરજંદો મારયાં ગયાં એમ સાબેત થાયછે.

**કેપયુલેટ**—અરે ભાઇ મોનટેગ, લાવ તારો હાથ મને આપ. બળી આપણી અદાવત, ને બળ્યું આપણું જીગતર.

(મોનટેગના હાથ લેછે)

**મોનટેગ**—સઘળું તો બળ્યું, પણ જુલ્યટની મધુર યાદગારી કાયમ રાખવા હું તેણીની કબર ઉપર એક સોનાનો મીનારો બંધાવશ.

**શાહ**—હવે તમો સમજ્યા ! તમારાં બચ્ચાઓનો જાન ગયો ત્યારે તમો ઠેકાણે આવ્યા ! કંકાશે કોણને ફાયદો કીધોચ ! હવે મોટો નીતીસાર આ બનાવ ઉપરથી એ સમજવો કે પાક વફાદારીથી જુવાંન નર નારી જોડાવા ચાહુતા હોય, તેઓના લગનમાં માબાપો તરફથી આપ મતલબ અને આપખુદી વપરાવી ન જોઇએ, (તમાસગીરો તરફ) જેવી વફાદારી આજ લગી મારા સાંભળવામાં કદી આવી ન હતી તેવી ખરી વફાદારી તવારીખના પાના ઊંપર તાજી રાખવા જોગ રોમ્યો અને જુલ્યટે બતાવી તે તમોએ આજ રાત્રે જોઇ.

પરેડા પડેછે.

## રોમીઓ અને જુલીએટના ખેલમાં ગવાતાં ગાયણો*

### ખુદાની ઈબાદ

"કરીમ તું ખાવીંદ બખશીશનો"—એ રાહ ઉપર.

ખાવીંદ એરદ ખુબીનો,
રે બરી તાજુબીનો—ટેક

તુંછે ધણી કુલ પૃથ્વીનો,
રે બુલંદ શકતીનો;—ટેક

અખંડ અંત તુજ કરનીનો,
રે અદભૂત કીરતીનો;—ટેક

વિચાર શું દોડે માનવીનો,
રે તારી ફીલસુફીનો;—ટેક

શેકસપીઅર કલબના નાટકીઓ.
ચાહે આસરો તુંજ નબીનો;—ટેક

---

## કેપચુલેટ ટોલીવાલાઓનું ગાયણ

### લાવણી

("ગુલ ચમનમાં બીચ્છું છુપા બરા જેહેરી હયે",એ રાહપર

જો મલે માનટેગ ટોલી ટોલી વારાવો રે.
આપણ કેપ્યુલેટનું બળ આજ બતાવો.—ટેક.

એ રેજી પેજી સાથ સોધો છેરતી સોધો રે,
એના હાડકાં પાંસરાં કરો દોડરાં હીંડો.—ટેક.

દોસ્ત સેમસન આજે કરો મારધાર, ચંડાલને હઠાવો રે,
લેઈ શોતા લાકડી મારો મારો—યાર આવો.—ટેક.

માર ગ્રેગરી આજ કરો કંઈખી ધાવો રે.
એ કુતરાઓને ખુબ દપેના પેરાવો.—ટેક.

જુવો જુવો યારો પેલા આવેઅ દુકાલીઆ ચોરો રે,
એનો કરો કુકડો કરો યાર હવે દોડો.—ટેક.

# મોનટેગ ટોલીવાલાઓનું આયણ

લાવણી

("મારે જાવું હેર તેહેરાને"ની રાહ)

આલો મારો પેલાવોને સોધવા—સોધી કહાડી આજ ખુબ ઠોકવા,
જુવો આવેચ-દેવો એને આવવા—ભરી પેત આજ ખુબ ધીસવા.—ટેક.

## જુલ.

એ પોરીયા માંડ ઝટ નાહસવા,
કોણ રાખેચ તમારી પરવા.
કાંય માંગેચ અમસથો મરવા,
હવે નાહસેચ કેમ શું કરવા.
માંડો પગલાં આગલ ભરવા—નહી દેવા એ લોકને ફાવવા.—ટેક.

---

## ગજલ.

જમનનો અરાબો થશે આજ ભારી—રાંધવીચ પચાસેક વાની રે,
મારા જેવાને મેનીજ સોપીચ—દીસેચ બરા દેહકાંનીરે.
ખભરાત અકરાતમાં ભુલાઇ જવાશે—જો જવશ રાતે રોકાઇ રે,
ચડાઉ તકોરો નાખું આ બેવરો—નાખ જાએચ બહુ સુકાઇ રે.
ખાઇ લેઉ પી લેઉ નાચી બેઉ કુદી લેઉ—મારી છે આજ દીવારી રે,
શક જોઇએ તો મરે પોતે—જોઇએ જાએ જાહનમ ખારી રે.

---

## ગજલ.

કરો ધાએલ ગમ ખારીએ—વીતી ગયો દીલદારી એ—ટેક.
મોહબત લગાડી કારી એ—સોપી ગયો ગીરફતારી એ—ટેક.
લુતી ગયો જીગર જાની એ—તું વન સંધું અંધકારી એ—ટેક.
મોહબત તુજની છે પ્યારી એ—આસા મીઠી છે મારીએ—કટે.

---

## ગજલ.

અફસોસરે આ નશીબો બરગસતે થાએઓ,—ટેક.
આ પીધા વન ઉભા ન રહો રહો—ટેક.
કોણ જાણે એમાં—શું ભર્યું હશે,
મોહનનો પેગામ હશે આયો આયો.—અફસોસ.
એ રોયો તુંજ ખાતર—આ ખમુંછું પીડા,
જોદા રાખજે તુંજ સાયો સાયો—અફસોસ.

"મખું ચંદુન ભાંગ ની રાહ"

થઇ ગુમ થઇરે જુલ્પટ મારી રે,
લગાડી સર્વને કલેજે જખ્મ કારી રે.

ખૂબીવંત નેક નાર થઇ આંતે ભશમ,
માહેતમ માહેતમ શોપી ગઇ મુજને માહેતમ.

ચાલો રે દફનાવી કીરીઆ કરીએ,
ખુદાની હજુર એનું તન આપણ ધરીએ.

---

"Auld Lang Syne."

## આલ્ડ લાંગ શેન—રાહ અંગ્રેજી.

જો દુખે પેત તો છોડવી તરત પોતડી એકદમ,
જો દુખે દાંત તો મારવા તરત ઓચી ઉપર દાહમ—ટેક.

જાસતર મારવાં છાતી ઉપર ખીસી હોએ જો ગાંઠ,
રે શઇઆર ઉપર જરો ભરાવવી એટલે થાએ નીરાંત—ટેક.

ચુકા ઉપર જમાલગોટો ને તાપ પર પાવી ભાંગ,
કે ખાટલો સેવે પરીઆ પરીઆ નહીંતો જાએ મસાન—ટેક.

જો દુખે આંખ તો મરચાના પાતાથી કરવી સાફ,
રે કોલારા પર આપવા બે ચાર ઘોડાના જોલાબ—ટેક

એવીછે આએ જડી બુટીની દવાની અસર,
કે જડ મુળથી કાહડી નાખે જનમનીજ કસર—ટેક

---

## છેલ્લો સલામ*

(એક અંગ્રેજી રાહપર)

રે દીલ ખુશ આજે મરપોછે
આ રચનાનો ખુબ બહાર,
શુભ ફલના છીએ ઉમેદવાર,
નહી ચાહતા થવા જરદાર
કદરદાનનેજ ફકત પાર
આવશે એ ટીશે ટીચાર—ટેક

ગુજારીછે ખુશાલીમાં ગત આજની ગુલજાર;
ચાનક ને નીતીનો સાર
નો દીધોચ્ય અછો વીસ્તાર.
બીન મરજી પરનાંવી નાર
નહી કરવા તેને ખુવાર—ટેક.

હમ મીસકીનોની મેહેનતનો તમ દેખ્યોછે ચીતાર,
હીમત ધરી પડવા બાહાર,
ફકત તે રબનેજ આધાર,
તે પ્રભૂનો માનેચ્ય પાર,
સેક્ષપ્યર નાટક કાર.

